૧૨૫૩૮

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતા ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઈ ભાગ (૧-૨) સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રાપદી સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ સચિત્ર કીં. ૦-૧૦-૦
રાજ કઠીઆરો ૧-૪-૦
રક્ષક કે ભક્ષક? ૦-૧૦-૦
સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦-૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
સદ્‌ગુણી વારાંગના ૦-૧૦-૦
બત્રીસ પુતળીમાંની જુદી જુદી વાર્તા ૧-૧૦ ભાગ સચિત્ર દરેકની કીં. ૦-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦
સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારામતી સચિત્ર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કીં. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦
રૂષિરાજનાં પદ કીં ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી (લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલ્મી જનેતા યાને પરિવર્તન સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચૂડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં સચીત્ર ૦-૬-૦
ઓખાહરણ ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦
પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૧૦-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશીરોમણી પાનાં ૧૯૨ કીં. ૦-૧૦-૦
ઝેરી ઝવેરી ૦-૧૦-૦
એકજ પૈસો કીં. ૦-૮-૦

ૐ

# પવિત્ર કુમાર-સૌમ્યસીંહ.


: લેખક :

" મંગલ. "

-તે-

શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.

('પિશાચ પ્રતિમા'-'શોભના'-'ડૂબતો રવિ'-'પાણીમા આગ'

ઇ૦ ના કર્તા:)



: પ્રકાશક :

રણછોડલાલ મોતીલાલ શાહ

રીચીરોડ—અમદાવાદ:

સંવત ૧[illegible]: સને ૧૯૨૫

પ્રથમાવૃત્તિ: પ્રત: ૨૦૦[illegible]

મૂલ્ય: [illegible]૧૦-૦

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ

મુદ્રક: પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

## अथ मंगलम् !

**चूडोत्तंसितचन्द्रचारुकलिकाचञ्चच्छिखाभास्वरो-**

**लीलादग्धविलोलकामशलभः श्रेयोदशाग्रेस्फुरन् ।**

**अन्तः स्फूर्जदपारमोहतिमिरप्राग्भारमुच्चाटयम्-**

**चेतःसद्मनियोगिनांविजयतेज्ञानप्रदीपोहरः ”**

**भर्तृहरि.**

“ મસ્તક ઉપર આભુષણ રૂપ ધારણ કરેલી ચન્દ્રની કળાનાં પ્રકાશમાન કિરણોથી શોભતા, જેણે કામદેવ રૂપી ચપળ પતંગીઆને જોતજોતામાં બાળી મૂકયો છે, જે લોક કલ્યાણ માટે તત્પર છે, અજ્ઞાન રૂપી ગાઢ તિમિરને નિર્મૂળ કરી જે ભકતોના હૃદયમાં જ્ઞાન જ્યોત પ્રકટાવે છે, એવા જ્ઞાનદીપ મહાદેવ, યોગીઓના મનમન્દિરમા વિશેષ કરીને વિરાજે છે.–તે શ્રી શંકરને અનેકાનેક પ્રમાણ–”



# પવિત્ર કુમાર સૌમ્યસીંહ.



## ( પ્રથમ વિભાગ: )



### પ્રકરણ પહેલું:



### પિશાચિની:

" જ્યારે ભયંકર કામની જ્યોતિજ જાગ્રત થાય છે !
" ત્યારે નીતિ કીર્તિ લજ્જા સદ્ધર્મને વિસરાય છે. । "

*    *    *    *

कामातुराणाम् न भयं न लज्जा ॥

ચન્દ્રાવતી સરિતાના ભવ્ય કિનારા પર એવું આકર્ષક મકાન છે. એ મકાનના એક વિશાળ દિવાનખાનામાં, ચન્દન કાષ્ટના રત્નમય પલંગપર, ગુલાબજળથી મ્હોં સાફ કરી, ઉત્તમ અલંકારોથી અલંકૃતા, દેખાવમાં ચપળ, મોહક, સૌન્દર્યશાલિની એક નવયૌવના અવ્યવસ્થિત પડેલી છે. આંખો મિંચેલી છે; પરન્તુ ન્હેના ચ્હેરા ઉપરથી તેનું હૃદય જાગ્રત હોય એમ જણાય છે. આમ તેમ

પાસું ફેરવે છે; થોડીવારે શાંતિ અવલંબન કરી પડેલી એ સુંદરી મીંચેલી આંખો ઉઘાડી જરા હાસ્યવદનથી બોલીઃ

"ફાલ્ગૂન માસની હૂતાસનીની પેઠે કામાગ્નિથી બળી રહેલું હૃદય, જાન્હવીના જળ જેવા કુમારથી અવશ્ય આજે શાંત થશે."

મકાનની આસપાસ એક મનોરંજક ઉદ્યાન છે. ઉદ્યાનમાં રહેલા અનેકવિધ પૂષ્પોની સુવાસથી મગજ તર થાય એમ છે; પરન્તુ વિકળ બનેલી એ સુંદરીને તેનું કાંઇ ભાન નથી. કોયલ-મેનાના કર્ણપ્રિય આલાપો દગ્ધ હૃદયને પ્રશાંત કરે એમ છે; પરંતુ વિહ્વળ બનેલી એ સુંદરીનું મન તે તરફ લેશ પણ જતું નથી. મધ્યમાં આવેલી હૉજના નિર્મળ જળમાં મજ્જન કર્યાથી આધિ, વ્યાધિ, ઉપાધિથી મુક્ત થવાય એમ છે; પરન્તુ કામજ્વરથી પીડાતી એ સુંદરીને તેનું સ્મરણ પણ થતું નથી. હૉજ પાસે એક મહાદેવ ભગવાન્ નું મંદિર આવેલું છે. તેમાં વિરાજેલા સચરાચર ભગવાન્ મહાદેવની સેવા કરવાથી હૃદયમા વહેતો કલ્પનાપ્રવાહ અટકી જાય એમ છે, પરન્તુ અસ્વસ્થ થયેલી એ સુંદરીનું ચપળ ચિત્ત સેવામા કયાથી ચોંટે ?

દિવાનખાનાનું વજ્રમય દ્વાર ધ...અ.. અ...અ. બોલતાની સાથે ફટાક દેતું ઉઘડયું: અને ઉદય સમયના રક્ત રવિ જેવા પ્રદોષ સમયના રક્ત ચંદ્રબિંબ જેવા, કલ્પવૃક્ષના કોમળ પલ્લવ જેવા, ને રક્ત કમળના સમૂહ જેવા એક તરૂણ કુમારે પ્રવેશ કર્યો.

કુમાર, આ દિવાનખાનામા અનેકવાર આવ્યો હતો, પરન્તુ ત્યાં આજના જેવી અદ્‌ભુતતા અને વિલક્ષણ વસ્તુઓની વ્યવસ્થા તેણે કદીપણ જોઇ ન હતી. દિવાનખાનાની મધ્યમા એક ઉત્તમ કારીગરીવાળો પલંગ, આખા દિવાનખાનામા પાથરેલા કિંમતી ગાલીચા પર ગોઠવેલો હતો. સર્વત્ર સૌગંધિત દ્રવ્યનું સિંચન કરેલું હોવાથી આતરિક

તેમજ બાહ્ય ભાગમાં સુગંધનો વિસ્તાર થયેલો હતો. પલંગની પાસે એક કૅાચ પર સુરાથી ભરેલો એક શીશો અને તેની પાસે ન્હાના ન્હાના સુવર્ણના પ્યાલાઓ પડ્યા હતા. કુમાર આ બધું નિહાળી શિવનેત્ર-દિગ્મૂઢ જેવો બની ગયો.

કુમારને જોઇ તે સુંદરી પલંગ પરથી ઉતરી અને કુમારને ઉદ્દેશીને ઘણાજ મધુર અવાજે બોલી:

"કુમાર,! કેમ ઉભા રહ્યા છો? આવો. આ પલંગપર બેસો. મારે તમારી સાથે એક મહત્વની વાત કરવાની છે."

"મને ઉભા રહેવાની ટેવ છે. તમારે જે વાત કરવી હોય તે કરો. હું ઉભો રહી સાંભળીશ." કુમારે કહ્યું:

"કુમાર!" સુંદરી બોલી: "મારી આજ્ઞાનો અનાદર કરવો એ આપને યોગ્ય છે?"

"જી. ના." કુમારે હાથ જોડી ઉત્તર આપ્યું.

"તો મ્હારી આજ્ઞા છે કે તમે આ પલંગપર બેસો:" સુંદરીએ પલંગપર બેસાડવાનો અત્યાગ્રહ કર્યો.

કુમારે, અનિચ્છા છતાં માતાની આજ્ઞાને માન આપી, પોતાના શરીરનો સુંદરીના શરીરને સ્પર્શ ન થાય તેવી રીતે સંભાળ પૂર્વક પલંગમાં સ્થાન લીધું.

કુમાર બેઠો કે તરત સુંદરી પણ પલંગપર બેસી કુમારની મુખાકૃતિ હાસ્યમય મુદ્રાએ જોવા લાગી: તેની દૃષ્ટિ ભ્રષ્ટ હતી. નેત્રમાં પ્રબળ વિષ હતું. હૃદય કામવાસનાથી ઉન્મત્ત થઇ ગયું હતું.

માતાને, એકાંતમાં, એકજ આસનપર બેઠેલી જોઇ, તેમજ માતાના શરીરના સઘળા અવયવોનો વિલક્ષણ વ્યવહાર જોઇ, તથા પરિસ્થીતિના સૂક્ષ્માવલોકનથી કુમાર, તેને ત્યાં શા કારણથી બોલા-

વવામાં આવ્યો હતો; તેનું હવે મંદ અનુમાન કરી શકયો, અને તેથી હવે શું થાય છે, તે જોવાની આકાંક્ષાનો ઉદ્‌ભવ થતાં તેણે ત્યાથી ઉઠી જવાનો તત્કાળ કશો પણ પ્રયત્ન કર્યો નહિ·

સુંદરી પોતાના પાલવનો છેડો ઉચો નીચો કરતી પવન ખાવા લાગી: પાસે પંખો પડેલો છતાં સુંદરીનાં આ પ્રકારથી કુમાર સ્પષ્ટ જાણી શકયો કે–તે પોતાનો ઉદરોપરી ભાગ દેખાડવાનો પ્રયત્ન કરી રહી છે.

સુંદરી, વિણા વિનન્દિત સ્વરે બોલી:

"કુમાર! મ્હારે ત્હમને કંક કહેવું છે, બોલો કહે કે?"

"કહો." મૃણાલના દંડ જેવા દ્વયકર જોડી કુમારે ઉત્તર આપ્યું.

સુંદરી હાવભાવ અને નાટકીય ચેષ્ટા કરતી બો:

" તમારૂં રૂપ જોઇને બની છૂં પ્રેમની પ્યાસી,
" છિપાવો પ્યાસ મારી એ ભ્રમર ભોગી હૃદયવાસી;
" વિરહની વેદનાથી હૂં દિવસ રજની રહૂં ત્રાસી,
" પ્રસારો શાતિ અંતર્‌માં કરૂં પૂજા બની દાસી.
" હૃદયમંદિર વિષે પ્યારી તમારી મુર્તિને સ્થાપુ,
" સદા નૈવેદ્ય રતિનું સ્નેહથી ચુંબન કરી આપું: "

સુંદરીએ નયનો નીચા ઢાળી દીધા: કુમાર, માતાના હૃદયનો આશય સમજી ગયો. તે મનોગત કહેવા લાગ્યો:

" મ્હારા માતુશ્રીને અવશ્ય આજે વિકારનો વેગ ચ્હડયો છે. વેગ પ્રબળ છે. સ્થળ એકાંત છે. સમય અનુકુળ છે. વાતાવરણ શાત છે. સઘળું અનુકુળ છે. લાજ નિભાવવી અતિ દુષ્કર છે...કારણ કે સઘળાં ચિન્હો બહૂજ અનિષ્ટ જણાય છે."

કુમારને મૌન જોઇ સુંદરી પુનઃ બોલી ઉઠી:

" મદનમૂર્તિ કુમાર! આપની મનહર મૂર્તિએ મારા હૃદયને વીંધી નાખ્યું છે–જખ્મી કરી નાખ્યુ છે. આપના વિયોગના ભારથી મારૂં હૃદય કચરાતું જાય છે. ઉરમાં વેદના થાય છે. આપના વિયો-ગનો ભાર હવે મારાથી સહન થઇ શકતો નથી. માટે આશા છે કે આપ, આપના નિત્ય સમાગમરૂપી હસ્તોવડે મારા હૃદયપર કાળા પાષાણુથી, નક્કર લોખંડથી પણ અતિશય દબાણ આપતા એ ભારને દૂર કરી મ્હને દબાણમુક્ત કરશો. "

કુમાર ધર્મસંકટમાં આવી પડયો. અને તેથી ગહન ગંભીર-તાને ધારણ કરીને તે બોલ્યો:

" પ્યારા માતુશ્રી–!–"

" જહન્નમમાં ગયું એ માતાપણું–" ઉન્માદથી સુંદરી બોલી ઉઠી: " તારો મધુર ટહુકો ' વ્હાલી ' એટલું સાંભળવાને શું આ કાનો ભાગ્યશાળી નહિ થાય? કુમાર! કૃપા કરીને મને માતા કહી ના બોલાવ. "

કુમાર કંઇક ઉશ્કેરાયો અને બોલ્યો:

" આપને ' વ્હાલી 'નું સંબોધન આપવાનો અધિકાર મારો નહિ; કિન્તુ આપના પતિદેવનોજ અધિકાર છે. છતાં પૂત્રના મોઢા-માંથી ' વ્હાલી 'નું સંબોધન સાંભળવાની ઇચ્છા દર્શાવો છો, એ આપનો અધમતમ વિકાર છે. ભયાનક વ્યભિચાર છે. "

" મારી ઇચ્છાને શા માટે તિરસ્કારી રહ્યા છો?" સુંદરી બોલી:

" નીતિનો પ્રકાશ મને અનીતિના ભયંકર પરિણામનો સાક્ષા-ત્કાર કરાવી રહ્યો છે; અને તેથી હું આપની આસુરી આકાંક્ષાનો હૃદયપૂર્વક તિરસ્કાર કરી રહ્યો છું. " કુમારે નીતિની મહત્તાનો ભાસ કરાવ્યો:

સુંદરી કમનીય ભાવથી બોલી !

" કુમાર, એવી વ્યર્થ ભ્રમણાનો ત્યાગ કરો: હું આપને મારા યૌવનરસના ભોગી મધુકર પ્રમાણું છૂં. આપે મને શાંત કરવીજ જોઇશે."

" આજે આપને આ શૂં થઇ ગયું છે, એ હું સમજી શકતો નથી. હા...ય ! આપના મુખના આ પાપી શબ્દો મારા હૃદયને ચિરી નાખે છે–છિન્નભિન્ન કરી નાખે છે;" કુમારના નેત્રો ભુમિ પ્રતિ નમી ગયા. અને કમળની પાદડીઓપર બાઝેલા ઝાકળના બિંદુ જેવા મનોહર અશ્રુબિંદૂઓ ટપટપ જમીનપર પડવા લાગ્યાં:

પ્યારા વાચક! આ પવિત્ર આસૂની કિંમત કેટલી આંકવી ? ત્હેના એક અશ્રુબિન્દૂ આગળ મહાન્ સલ્તનત નિર્માલ્ય છે. તેના એક આંસુ આગળ મ્હોટા મ્હોટા તપસ્વીઓના તપનું પૂણ્ય રદ છે. માતાની અયોગ્ય આકાંક્ષા ઉપર હૃદયના ઉંડાણમાંથી નેત્ર દ્વારા બ્હાર આવતા એ એક આંસુ આગળ બેકન જેવા ફિલસુફરોની ડબ્બાના ડબ્બા ભરાય એટલી ફિલ્સુફી પણ ઝાંખી છે: આ પવિત્ર આસુ એ કેવળ જળના જ બિન્દૂ માત્ર નથી. પરન્તુ એ આંસુના ટીપાની પાછળ પ્રબળ જાતિ પ્રિયતાનું તેજ છૂપાયલું છે: વિજ્ઞાનશાસ્ત્રી બહૂ બહૂ તો આ આંસુનું પ્રથક્કરણ કરી કેટલાક ક્ષારોને જુદા કરી બતાવે, તે કહી છૂટે કે હર્ષાશ્રૂમાં અને આ ઉંડી વેદનાવાળા દર્દમય આસુમા કંઇજ ભેદ નથી. બન્ને આસુ એકજ રસ્તે બહાર આવેલ છે. અને તે બન્ને એકજ પ્રકારના પદાર્થથી બનેલા હોય છે:

આવા અતિશય કિંમતી આંસુના ટપટપ પડવા તરફ સુંદરીનું હૃદય લેશ પણ ન ખેંચાયું. તેના હૃદયમાં પંચશરની ભયંકર આગ સળગી રહી હતી: તેની છાતી જોરથી ધબકારા મારી રહી હતી: તેના

અંગ પ્રત્યાંગો ચપળ થઇ ગયા હતા. કામાધિન કામિનીનું હૃદય એવા આંસુનું મહત્વ નજ પીછાને એ સ્વાભાવિક છે.

સુંદરી અતિશય મૃદુ-મંજુલ વાણીથી બોલી:

" કુમાર, ગભરાવાનું કારણ નથી. ખિન્ન ન થાઓ. તમારા ચરણકમળમાં મારૂં ક્ષુદ્રજીવન ઓવારી નાખૂં છું. મારા પરિપૂર્ણ ખિલી ઉઠેલા યૌવન ઉદ્યાનમાં આપ યથેચ્છ વિહાર કરો. આપને તેમ કરવાની સર્વથા છૂટ છે. આ સ્થળ મારૂં ખાસ ક્રિડાસ્થાન છે, તેને આપ સારી રીતે જાણો છો, ખૂદ મહારાજા પણ મારી રજા વિના આ સ્થળે આવી શકવા શક્તિમાન્ નથી, તો અન્ય કોઇની હાજરી સંભવેજ ક્યાંથી ? માટે એવા ભયથી ડરીને આસુ ન પાડો. આ સ્થળ સ્વતંત્ર છે." સુંદરીએ કામાવેશમાં જેમ તેમ બોલી નાખ્યું:

કુમારનું હૃદય ધડકવા લાગ્યું. તેણે અહિં શું રસ્તો લેવો ? તેનું મગજ ચક્કર ચક્કર ભમવા લાગ્યું.

" કુમાર, મળેલા સમયનો દુરૂપયોગ થાય છે, વિલંબ થતો જોઇ મારૂં જીગર તુટી જાય છે. ઉતાવળ કરો. મારી મરજીનો સ્વીકાર કરો."

" આ શબ્દો-! હૃદયને ચિરી નાખનારા આ શબ્દો !-અરેરે ! કૃપા કરી મને ન સંભળાવો: આ દુનિયામાં વ્યભિચાર જેવું કોઇ પણ પ્રબળ પાપ નથી. તે ભયંકર પાપમાં જે પ્રવૃત્ત થાય છે, તે કરોડો વર્ષો પર્યંત નરકની અસહ્ય યાતનાથી પીડાય છે, સાંભળો: મનુસ્મૃતિમાં કહ્યું છે કે:—

**व्यभिचारात्तु: स्त्रीलोके प्राप्नोति निंद्यताम् ।**
**श्रृगालयोनि माप्नोति पाप रोगैश्च पीड्यते ॥**

ભાવાર્થ:—

"જેસ્ત્રી સ્વપતિથી વિમુખ બનીને પર પુરૂષનો સંગ કરે છે, તે સ્ત્રી આ લોકમા નિંદાય છે; અને મરીને શિયાલની યોનિને પામે છે. અને પાપરૂપ અનેક રોગોની મહાપીડાથી પીડાય છે."

તેમજ ભારતને વિષે પણ કહ્યું છે કે—

**परदारा नगंतव्याः सर्व वर्णेषु कर्हिचित् ।**
**नहि हृश मनायुष्यं लोके किंचन विद्यते ॥**
**यावंतोरोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ।**
**तावद्वर्ष सहस्राणि नरकं पर्यु पासते ॥**

ભાવાર્થ:—"સર્વ વર્ણને વિષે ક્યારેય પણ સ્ત્રી સંગ ન કરવો; આ લોકને વિષે પરસ્ત્રી સંગરૂપ પાપ જેવું પુરૂષની આયુ-ષ્યનો ક્ષય કરે છે; તેવું અન્ય કોઇપણ પાપ ક્ષય કરતું નથી. પરસ્ત્રી સંગ કરનારા પુરૂષ ચોરાસી લાખ યોનીમાં જ્યાં જ્યાં જન્મે છે; ત્યા ત્યાં જન્મીને તત્કાળજ મરી જાય છે.—કેવળ માતાના ઉદરમાં રહી અપાર કષ્ટને ભોગવે છે."

**परदारेषु ये मुढाश्चक्षुर्हृष्टं प्रयुंजते ।**
**ते न दुष्ट स्वभावे न जात्यं धास्ते भवंतिहि ॥**
**मनसापि प्रदुष्टे नये पश्यंति परस्त्रीयम् ।**
**रागात्तीस्ते भवंतो हनरा दुष्कृतकारिणः ॥**

ભાવાર્થ:—"સ્ત્રીના દેહને વિષે જેટલા રૂંવાડાના છિદ્ર નિરમ્યા છે, તે એક એક છિદ્ર પ્રત્યે એક એક હજાર વર્ષ પર્યંત પરસ્ત્રી સંગ કરનારો પુરૂષ નરકને ભોગવે છે. " x x x " જે મૂર્ખ કામબુદ્ધિએ પરસ્ત્રીને જુએ છે તે—દુષ્ટ સ્વભાવે કરીને એ નારી પુરૂષ—જેજે યોનિને વિષે જન્મે છે; તે તે યોનિમાં જન્મતાવેંતજ આંધળો થાય છે."

એવી રીતે પરસ્ત્રી સંગમાં—અરે ! પરસ્ત્રીને ને કમનીય દૃષ્ટિએ જોવામાં પણ ભયંકર પાપ છે. અને તેનું ફળ પણ તેવુંજ ભયંકર છે. હારિતસ્મૃતિનાં ચતુર્થાધ્યાયમાં કહ્યું છે કેઃ—

**परस्त्रीपाश्ववस्त्रांतंर्यदि स्पृशेच्चकामतः ।**
**ब्रह्महत्या समं पापं मुनिः कात्यायनोऽब्रवित् ॥**
**यावंति तस्य सूत्राणि तावद्वर्ष शतानि च ।**
**अंते सनरके वासं प्रकरोति नराधमः ॥**

ભાવાર્થઃ—" પરસ્ત્રીના વસ્ત્રનો છેડો જે પુરૂષ કામ ભાવે પકડે છે તે પુરૂષને બ્રહ્મહત્યા કર્યાનું પાપ થાય છે; એમ કાત્યાય મુનિનું વચન છે. " ભાગવતના પંચમ સ્કંધના છત્રીશમાં અધ્યાયમાં પણ કહ્યું છે કેઃ—

**यस्त्वियहवा अगम्यां स्त्रि अगम्यं वा पुरुषं योषि दभि गछति तावमुत्र कषया ताऽयं तस्तिग्ययासूर्म्या लोह मय्या पुरुष मालिंगयति स्त्रीयं च पुरुष रुपसूर्म्या ॥**

ભાવાર્થઃ—" જે પુરૂષ અગમ્યસ્ત્રીનો સંગ કરે છે; અને જે સ્ત્રી અગમ્ય પુરૂષનો સંગ કરે છે; તે ઉભયને યમના દૂતો કોરડા મારીને લોઢાની તપાવેલી પ્રતિમાની સાથે આલિંગન કરાવે છે. "

માતુ ! સ્ત્રી અને પુરૂષ ઉભયને વ્યભિચારનું મહાપાપ છે. અને તે પાપનું સેવન કરનારને અંતે મહા પરિતાપ છે. તેમા આતો માતા-પુત્રનો વ્યભિચાર ! માતા ! માતા ! વિચાર કરો, વિચાર કરો. " કુમાર ગળગળો થઈ ગયો.

" આપને મેં આ એકાંત ક્રિડા સ્થળમાં ધર્મજ્ઞાનની કથા વાર્તા સાંભળવાને બોલાવ્યા નથી; કિન્તુ મારી વાસનાજ પૂર્ણ કરવા માટેજ બોલાવ્યા છે. માટે એવા શુષ્કજ્ઞાનના ઢુંઢા મારે ગળે નહિ

ઉતરે, મુદ્દાને છોડી શાસ્ત્રનાં ચૂંથા સમજાવ્યે કામ નહિ સરે માટે હવે જીવ્હાને વિનાકારણ તસ્દી ન આપતાં મારી યાચનાનો સ્વીકાર કરો. અને મારૂં ભડભડ બળી રહેલું હૃદય પ્રશાત કરો. " સુંદરીએ સંભળાવેલા અમૂલ્ય બોધનો તિરસ્કાર કરતાં કહ્યું:

" હા......ય ! " કુમારના મુખમાથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. તેની આખથાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો:

" રડવું છોડો, કુમાર ! " સુંદરી અકળાઇને બોલી: તમે, નાહકની જીદ છોડી દોઃ મારા હૃદય સાથે તમારૂં હૃદય જોડી દો. મારો જીવ ગભરાય છે, કામજ્વર નસોનસ પ્રસરતો જાય છે. ' "

કુમાર મૌન રહ્યો:

સુંદરી બોલી: " કુમાર, બોલો, કેમ કાંઇ ઉત્તર આપતા નથી. બોલો, બોલો, મારી યાચનાનો સત્કાર કે તિરસ્કાર— ? "

" માફ કરો. આપની અધમ યાચનાનો મારાથી નહિ થાય સત્કાર...કારણ કે મારા કર્ણમાં સદાકાળ થયા કરે છે, સનીતિનો પવિત્ર ભણકાર, અને તેથી માતા જાણીને હૂં આપને સદા કરતો રહીશ નમસ્કાર. " કુમારે સ્પષ્ટ કહી આપ્યું:

" એટલે ? " સુંદરીએ બોલવા માંડયું: " મારી યાચનાનો સ્પષ્ટ અનાદર ?—કુમાર, કુમાર ! આ શું સમજીને તમે મારૂં અપમાન કરો છો...તમારે ખાસ જાણવું કે મારી ઇચ્છાથી પ્રતિકુળ જવામાં ઘણું જોખમ છે: '

" શું જોખમ ? મારા દેહનો નાશ કરાવશો એ કે બીજું કાંઇ જોખમ ? માતા ! આ ક્ષણભંગુર દેહની આપના પૂત્રને જરાપણ મમતા નથી; હૂં એવી ધમકીથી અનીતિના કીચડથી ખરડાઉં, માનવું આપનું મહા ભુલ ભરેલું છે. માટે મને નીતિના પ્રકાશમાંથી

અનીતિના ભિષણ અંધકારમાં ખેંચવા માટે કાંઇપણ ભયકિંવા ધમકી બતાવવાની આપને આવશ્યક નથી. મારા રૂંવાટે રૂવાટે ધર્મ ઓતપ્રોત છે. રગેરગમાં ધર્મની અખંડ જ્વલંત જ્યોત છે. પછી તમારા ક્રોધની મને શું દરકાર?" કુમારે પોતાની ધર્મપ્રિયતા બતાવતાં સુંદરી તરફના ક્રોધને તુચ્છ ગણાવતા કરી આપ્યું:

"ત્યારે, આપે મારી યાચના અસ્વીકારતોજ નિશ્ચય કર્યો ને?" સુંદરીએ સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યું:

"આપને મારા સ્પષ્ટ ઉત્તરની જરૂર હોય તો મારે કહેવું જોઇએ કે 'ના'—" કુમારે સ્પષ્ટ ઉત્તર આપ્યો:

"પણ કુમાર!" સુંદરી નમ્રતાપૂર્ણ સ્વરે કહેવા લાગી. "આટલા કઠિન—નિર્દય ન બનો. સદાને માટે નહિ તો કેવળ એક દિવસને માટે—આજને માટે ફક્ત મારી ઇચ્છા તૃપ્ત કરો.—યાચનાનો સ્વીકાર કરો. એટલાથી પણ આ બળતું હૃદય કિંચિદ્ અંશે શાંતિનો અનુભવ કરી શકશે. મારી આટલા અલ્પ સમાગમની યાચનાનો પણ આપ જો અસ્વીકાર—અનાદરજ કરશો, તો હા તો—" સુંદરીએ વાક્યને અપૂર્ણ રાખીને ભેઠમાથી કટાર પ્રકાશમાં લાવીને કુમારને બતાવી: અપૂર્ણ વાક્યનો રહસ્યાર્થ સમજાવવા તેણીએ કટારને મ્યાન મુક્ત કરી નાખી:

"સમજાયું... માતા, તમે આ કટારથી મારો જાન ચીરી નાખશો, એક બીજું? ખુશીથી આ જાને ફના કરવાનો માતા તરીકે આપને બરાબર અધિકાર છે: ચલાવો કટાર, છાતીમા સ્થાન આપવા આ દીન પૂત્ર તૈયાર છે." કુમારે નિર્ભયતા બતાવી;

"કુમાર! આ કટાર તમારી છાતીમા ભોંકાવાની નથી; કિન્તુ મારા શોણિતથી રંગાવાની છે. માટે લ્યો, આ કટાર તમારા હાથમાં લઇ

મારી છાતી વીંધી નાખો: ” સુંદરીએ કટારને કુમાર તરફ ફેંકતા કહ્યું:

“ આપને આ એક પ્રકારનો ઉન્માદ થયો જણાય છે. ” કુમારે, સુંદરીના નેત્રો સ્હામે દષ્ટિપાત કરતા કહ્યુ:

“ મારી આ પરિસ્થિતિને આપ ઉન્માદ સ્હમજતા હો, તો સાથે તમારે એમ પણ જાણી લેવું કે આ ઉન્માદના ઉત્પાદક પણ તમેજ છો. કુમાર, કુમાર? કૃપા કરી મારી ધારણા પૂર્ણ કરો.” એમ કરી સુંદરીએ કુમારનો હાથ પકડયો: કુમાર ચમકયો: પલંગ પરથી કૂદી પડી હાથ તરછોડતા બોલ્યો:

“ એમ ન કરો. એથી ભયંકર પાપ થાય છે !”

“ કુમાર માનો—આ અભાગિનીનુ કહ્યું માનો. થોડા દિવસમાં તમારા પિતાને સ્હમજાવી તમને રાજ્યગાદી અપાવીશ. ” સુંદરીએ લાલચ આપી·

“ જહન્નમમાં ગયું એ રાજ્ય ! ” કુમાર આવેશમાં બોલી ઉઠયો; ” ઝાંઝવાનાં જળ સમાન ક્ષણિક સુખવૈભવની લાલચના બદલામાં વિશુદ્ધ ચારિત્ર્ય કલંકિત કરનાર હુ નહિ. ”

એટલું કહી કુમાર ત્વરિત વેગે એ પાપસ્થાનમાંથી પલાયન થઇ ગયો. સુંદરીની દ્રષ્ટિ માર્ગસ્થ કુમારમાં જ્યા સુધી તે નેત્રાનો વિષય થઇ શકે ત્યાં સુધી એકતાનતાથી તલ્લીન થઈ ગઇ. જ્યારે કુમાર દ્રષ્ટિ મર્યાદામાથી અદશ્ય થયો; ત્યારે તે પિશાચિની પ્રમદા પલંગ પર પડી.

પા એક કલાક સુધી તો તેણે શાંતિ સેવી; પછી તેના મુખનો રંગ બદલાતો ગયો. ધીમે ધીમે તેના સુખમંડળમા કોપના ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ કોપના વેગથી તેનું સમ-

સ્ત શરીર થરથર કંપવા લાગ્યું. તેની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા; ભ્રકુટી વક્ર બની; ક્રોધાવેશમાં તે આત્મગત બોલવા લાગી;

" એ નીચ કુમાર સૌમ્યસિંહનો જ્યાં સુધી આ વિશ્વમાંથી નાશ થયેલો નહિ જોઉં; ત્યાં સૂધી હું હવે સૂખે જંપવાની નથી; આજથી હું મારા સ્વભાવને બદલી નાખીશ. બાહ્યત: જેવી હું ભોળી, સરળ છું; તેમજ કાયમ રહીશ; પરન્તુ અંદરથી ઝેરીલી કાળી નાગણ બની, અંગે અ ગમા ડંશ કરી,—તે ઉન્મત્ત છોકરાનું લોહી ચૂશી લઇ તેને મૃત્યુના માર્ગે પહોંચાડું ત્યારેજ હું ખરી!—ત્યારેજ મારૂં નામ કામપ્રભા ! "

સૌમ્યસિંહને ઉદ્દેશીને તે બોલી.

" નીચ સૌમ્યસિંહ ! તારા મ્હોતના દહાડા હવે આવી લાગ્યા છે. જોઇ રાખજે: આ કાળી નાગણનો તીવ્ર ડંસ કેવો થાય છે. અને તેથી તારા હાલ કેવા ખરાબ થાય છે !

સંસાર વનમા એકલો આધાર વિણ તું રખડશે,
ત્યારેજ મારા હૃદયને તું જાણજે શાત થશે;
આ ઝેરીલી નાગણ તણો ડંશ કેવો થાય છે—?
જોઇ લેજે નીચ ! તારા હાલ કેવા થાય છે? ! "

આ ભિષણ પ્રતિજ્ઞા કરતાં એ પિશાચિનીનાં રોમાંચ ખડા થઇ ગયાં.



# પ્રકરણ બીજું.



## નિર્દોષને શિક્ષા.

"અબળા કહે છે જગ ભલે પણ નાર તો છે નાગણી."

* * *

"સંસારમા નારી થકી ભારે ખરાબી થાય છે!

* * *

"મળમૂત્ર હાડ રૂધિરની અબળા ભયકર ઝેર છે,

* * *

"દિલ કત્લ કરનારી ખચિત શિર કાળની શમશેર છે."

**अश्वालुतं माधव गर्जितं च,**
**स्त्रीणां चरित्रः पुरुषस्य भाग्यम्**
**.........देवोनजानाति कुतो मनुष्य ? ।**

પૂર્ણિમાની રળિયામણી રાત્રી છે. નિશાનાથ શાંતાકાશમાં ઝૂલી રહ્યો છે. ત્હેના રૂપેરી, નિર્મળ કિરણો ધરિત્રી ઉપર વિસ્તરી ગયા છે. તારામંડળ, તારાનાથની છાયામાં રહીને પ્રકાશયુક્ત રાત્રિમા ચમકી રહ્યું છે. ધરાદેવી પ્રચંડ પ્રભાકરના તાપથી વિરમી છે. અત્યારે આનંદગઢના મહારાજા ગુલાબસિંહ, પોતાના વિલાસભુવનમાં હીંડોળાખાટમાં ઝૂલી રહ્યા છે. વિલાસભુવનની શોભા એટલી બધી છે કે કોઇ કુશળ કવિ કે ચિત્રકારની કલમને શોભા આપે!

ખંડમા શાન્તિ છે. માત્ર કવચિત્ ચાલતી ખાટનો ધ્વનિ ખંડમાં પથરાયલી શાંતિનો ભંગ કરે છે

ગુલાબસિંહની ઉમ્મર પચાસ વર્ષની છે, છતા તેના વદન ઉપર

પચીસ વર્ષના યુવાનનાં જેટલી લાલી ચમકી રહી છે. તેનું કપાળ ભવ્ય હોઇ, તેમાં કરચલીયો જણાવા પામતી નથી. તેની આંખોમાં ખુનસ છે. જ્યારે તે કોઇના ઉપર તિવ્ર દષ્ટિપાત કરે છે; ત્યારે તેનું તેજ કોઇનાથી ઝીલી શકાતું નથી; એટલું તેનું પ્રખર ચક્ષુ તેજ છે. તેની ભુજા લઠ્ઠ જેવી, શરીરનો બાંધો ધાટીલો, અને મૂછો ત્રણ વળાકડા વળી જાય તેટલી લાંબી છે. તેના મસ્તક-પરનાં કેશ હજી શ્યામ રહેવા પામ્યા છે. એક પણ અંગ નિસ્તેજ થયુ નથી, એક પણ અંગમાં કરચલી પડી નથી, એથી જોનારને જરૂર સંભ્રમ થાય કે મહારાજાની ઉમ્મર ત્રીશ વર્ષથી વધુ નહિ હશે:

અત્યારે ગુલાબસિંહ હુક્કાની મ્હોટી નળીમાંથી ધુમ્રપાન કરી રહ્યો છે. ધુમાડાના ગોટેગોટા ખંડમાં પથરાતા જાય છે, ને લુપ્ત થતા જાય છે.

શાંત બેઠેલા ગુલાબસિંહની દષ્ટિ દ્વાર તરફ ગઇ. કામપ્રભા હાથમાં થાળ લઇને અંદર આવી: ગુલાબસિંહના નયનોમાં શાંત પ્રકાશ હતો: કામપ્રભા, ગુલાબસિંહના નયનો સ્હામે એકીટશે જોતી થાળ સાથે ખાટની નિકટના ભાગમાં આવીને ઉભી:

ગુલાબસિંહે હુક્કાને દૂર કર્યો. કામપ્રભાનો કોમળ કર પકડી તેને પોતાની સાથે હિંડોળામાં લીધી: થાળ પાસેના ચાંદીના બાજઠપર મૂકાયો...અને તેમાંથી વિવિધ જાતના મિષ્ટ પક્વાનોને દંપતીએ ઇચ્છા મુજબ હસતાં હસતા ન્યાય આપ્યો:

ભોજનવિધિથી પરવારી દંપતી સ્વસ્થ થયા: ગુલાબસિંહે, પત્નિનો મૃદુ કર પકડી, બીજા હાથપર પત્નિના ગાલને ઝીલી ચુંબન કર્યું: ને બોલ્યાં.

" પ્રિયે ! તબીયત તો ઠીક છે ને ? "

" વખત બહુ બારિક છે; સંભાળીને ચાલવા જેવું છે. " કામપ્રભાએ માર્મિક વાકય ઉચ્ચાર્યું.

ગુલાબસિંહ ચમકયોઃ " તમારા આ અપ્રાસંગિક શબ્દોમાં અવશ્ય કાંઇ ગુપ્ત ભેદ સમાયલો જણાય છે: "

" નહિ. હુંતો સહજ બોલી ગઇ. "

" નહિ, પ્યારી ! જે હોય તે કહે: "

" કહેવામાં અનિષ્ટ છેઃ હું તો કહીશ. "

" જે હોય તે નિડરપણે કહે. "

" સૌભાગ્યમણિ. આપનો આગ્રહ છે તો લ્યો કહું: " ઘડીભર વિચાર કરીઃ " ના. ના. પ્રાણ ! હું તો નહિજ કહું: "

" આમ શું કરે છે ? તું જો જાણતી હોય તે તારે જણાવવુંજ જોઇએ.-મારાથી વાત છુપાવવા ધારે છે ! "

" કૃપા કરો, મારા શિરતાજ ? આપના પ્રેમાળ પુત્ર સૌમ્યસિંહ—આપ માર્કંડ આયુષ્ય ભોગવો પણ-વાત જણાવતા રોમાંચ ખડા થાય છે, શરીરે પ્રસ્વેદ ઉભરાય છે, જીભ થરડાય છે. સુકાય છેઃ—પરન્તુ આપના માનની ખાતર આ નઠોર અસ્થિહીન જીભ અંતે હલાવવી પડે છે '-તેણે આપનું ખૂન કરી, તખ્તનશીન થવાની યુક્તિ રચી છે: "

હુક્કાની નળિને દુર ફેંકી દઇ ગુલાબસિંહ ખાટમા એક હાથ ઉંચો થઇ ગયોઃ

" હેં ! હેં ! એ દુષ્ટ શું આવા અધમ સ્વભાવનો છે ?— " હાથ પછાડીઃ " અરે કોઇ છે ? "

બહાર ટેલતો પહેરેગીર અંદર આવી નમન કરી એક બાજૂએ

ઉભો રહેવા જાય છે. ત્યાં મહારાજા હુકમ કરે છે:

" જા, દુષ્ટ સૌમ્યસિંહને સત્વર મ્હારી પાસે લસડી લાવ: "

" જેવો હૂકમ. " પહેરેગીર નમન કરીને હુકમનો અમલ કરવા ચાલ્યો ગયો:

× × ×

આનંદપુરમા સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરી રહી છે. સઘળું શાંત છે. સર્વત્ર સ્વામિ અને સુંદરી ઉપર આનંદ નિદ્રાનું આધિપત્ય પ્રસરી રહ્યું છે: સૌમ્યસિંહ, પોતાના બંગલાની અગાસીમાં આરામચેરમાં પડયો છે: પવન શાત છે. થોડીવારે એકાએક પવનની લ્હેર આવતાં સૌમ્યસિંહની દષ્ટિ ઉંચી ગઇ. તેમ હૃદયને શિતળ કરતો સુધાકર ઝળહળી રહેલો જોયો: દષ્ટિ ત્યાજ ઠરી: તેના મુખમાંથી ઉદ્ગાર શ્રવવા લાગ્યા:

" શાતાકાશે સરસ દીપતો સૌમ્યતાયુક્ત ચન્દ્ર !
" શોભે કેવો જન સકળને આપતો શાંતિ ચન્દ્ર !
" કાપે કષ્ટો વિષમ જનના ચોરતો ચિત્ર ચન્દ્ર !
" રેલાવે છે મધુર રસને પુનિત સર્વત્ર ચન્દ્ર !
" કાંતિ તારી સુધવળ થકી શોભતી સૃષ્ટિ ચન્દ્ર !
" કુમૂદિની પ્રફુલ્લિત થતી હર્ષથી પેખી ચન્દ્ર !
" તારી મૂર્તિ રમણીય અને દષ્ટિને પ્રિય ચન્દ્ર !
" પૂણ્યાત્માને જરૂર ઇચ્છા હોય જોવાની ચન્દ્ર !
" નીલાકાશે ગમન કરતો કાપતો ગ્લાનિ ચન્દ્ર !
" આકાક્ષા છે ફરીફરી તને પેખવા કેરી ચન્દ્ર !
" ભાનુ તાપે ગરમ થયલા પૃથ્વી, જળ, પ્રાણી ચન્દ્ર !
" ત્હેને દૂરે વિચરી કરતો વિમળના દાન ચન્દ્ર !

" જ્યોત્સ્નાકેરા નવલ અમિથી દે ભરી સૃષ્ટિ ચન્દ્ર !
" તાપો ત્રણ્યે વિષમ જનના દે સમાવીજ ચન્દ્ર !
" ઉજાળી દે માલન નરના હૃદયને સદા ચન્દ્ર !
" તારા જેવા વિમળ હૃદયી છે બહૂ અલ્પ ચન્દ્ર !

—मंगल—

ઉદ્ગાર અટકયા. એક નોકરે અગાસીમાં આવી સૌમ્યસિંહને કહ્યું: " આપશ્રીને એક પહેરેગીર નીચે બોલાવે છે: "

સૌમ્યસિંહ નીચે આવ્યો. અને પહેરેગીરને પૂછ્યું:

" કેમ આવ્યો છે ? શું છે !

" આપને મહારાજા યાદ કરે છે. " પહેરેગીરે નમીને ઉત્તર આપ્યું. સૌમ્યસિંહ વિચારમા પડયો: " અત્યારે મહારાજાએ મને શા માટે બોલાવ્યો હશે ? " કેટલોક સમય પર્યંત વિચાર કરવા છતાં તે કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવી શકયો નહિ.

" ઠીક, તૂં જા. હૂં પાછળ આવું છું: " વિચારમાં ને વિચારમાં સૌમ્યસિંહે પહેરેગીરને જણાવ્યું:

" ક્ષમા કરશો. આપને લીધા વિના મારાથી જઇ શકાય તેમ નથી. " પહેરેગીરે કહ્યું:

" કેમ ? " સૌમ્યસિંહે કુતુહળથી પ્રશ્ન પૂછ્યું:

" મહારાજાની સખ્ત આજ્ઞા છે: "

સૌમ્યસિંહના વિચારનો વેગ વધી પડયો: એ વેગમાં ને વેગમાં તેણે વસ્ત્ર પહેરી લઇ પહેરેગીરને કહ્યું:

" હૂં તૈયાર છૂં. ચાલ થા આગળ—"

પહેરેગીર આગળ અને સૌમ્યસિંહ પાછળ એમ બન્ને જણાં

રાજમાર્ગપર ચાલતા થયા. માર્ગમાં સૌમ્યસિંહનું હૃદય વિચારસાગરમાં ઝોલા ખાવા લાગ્યું.

આડા અવળા રસ્તા પસાર કરી બન્ને જણાં મહારાજા પાસે ઉપસ્થિત થયા: ગુલાબસિંહ, સૌમ્યસિંહની રાહ જોતો કુપિતમુદ્રાએ બેઠો હતો, તે સૌમ્યસિંહને જોઇ તાડૂકી ઉઠ્યો:

" દુષ્ટ ! પ્રેત ! તું મારૂં ખૂન કરવાનો વિચાર કરનાર કે ? રાજ્ય હસ્તગત કરવાના દાવપેચની રમત તુંજ રમનાર કે ? " એમ કહેતો ગુલાબસિંહ આવેશમાં શમશેર મ્યાનમુક્ત કરી સૌમ્યસિંહ તરફ પુર જોસમાં ધસ્યો: પહેરેગીર વચ્ચે ન પડ્યો હોત તો ગુલાબસિંહની શમશેરના એકજ ઝપાટે સૌમ્યસિંહ હતો ન હતો થઇ જાત:

" ખુદાવિંદ ! ક્ષમા કરો. કુમારનો નાશ ન કરો. " પહેરેગીર વચ્ચે પડી, હાથ જોડી અત્યંત આર્જવતા પૂર્વક બોલ્યો:

" વચ્ચે પડવાનું તારૂં કામ નથી: " કહી ગુલાબસિંહ, પહેરેગીરના હાથમાંથી છટક્યો: પહેરેગીરને પુન: મહારાજાને પકડી લીધા; અને બળ વાપરી મહારાજાના હાથમાંથી શમશેર ખૂંચવી લીધી:

ગુલાબસિંહના રૂંવા ઉભા થયા. આખું શરીર લાલચોળ બની ગયું: આંખમાંથી અગ્નિનાં ભડકા નિકળવા લાગ્યા: તે બોલ્યો:

" ઘોર દુષ્ટી ! ચાલ્યો જા અહિંથી: મ્હારી હદમાંથીજ અત્યારે ચાલ્યો જા: પુન: તારૂં શ્યામ મુખ દેખાડતો ના: દુર થા. જા."

જગતને નંદનવન સમજતો, પ્રાણી માત્રને પવિત્રતાની પ્રતિમારૂપ પેખતો, કુમાર સૌમ્યસિંહ હાથ જોડી, મસ્તક નીચું નમાવી, આંખમાંથી આંસુ ટપકાવતો બોલ્યો:

" પિતાશ્રી ! મ્હેં કશો અપરાધ કર્યો નથી: આપનું અનિષ્ટ ! —અરે ! એ વિચાર પણ મારાથી દૂર હો ! મારે કોનું અનિષ્ટ કરવું ?

આપ મારા પિતા-હૂં આપનો અજ્ઞાન, દીન પુત્ર! હૂં સત્ય કહૂં છું કે હૂં તમે કહો છો એ વાતમાં કાંઇપણ જાણતો નથી. રાજલોભથી આ સૌમ્યસિંહ, જનકનું ખુન કરે ? હા. હા. હા...પિતા ! આ આપનો નિર્દોષ-કરૂણ પૂત્ર, પિતાનું તો શું, પરન્તુ જગતનાં ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવનું અનિષ્ટ કરવા ઇચ્છે એવો પાપી નથી. માટે **सहसा विदधित न क्रियाम्** એ ન્યાયે સાહસ ન કરો. સત્યાસત્યનો નિર્ણય કરો: આપનું અહિત મેં સ્વપ્ને પણ કર્યું નથીં. અને કરીશ પણ નહિ એ નિશ્ચય માનજો. આનંદપુરનું રાજ્ય તો શું: પરન્તુ આખી દુનિયાનું બદકે સ્વર્ગનું રાજ્ય મળતું હોય તોપણ મારૂં હૃદય નીતિની પુનિત મર્યાદાનું ઉલ્લંઘન કદી પણ નહિજ કરે: આપ મારા પિતા, હૂં આપની દૃષ્ટિએ ગમે તેવો નીચ, પતિત; પરન્તુ વિશ્વની દૃષ્ટિએ હૂં આપનો આશ્રિત; મ્હારો પરિત્યાગ આપને ન છાજે: મારા ઉપર-આ નિર્દોષ સૌમ્યસિંહ ઉપર આળ ! ઓ ' દુષ્ટ પ્રાણ-પંખી ! આ દેહપિંજરમાંથી કેમ ઉડી જતો નથી ? પિતા ' પિતા! આપનું ખૂ...ન કરવાની હૂં યૂક્તિ રચી રહ્યો છું ! અરરર ! આવું હળાહળ વિષ આપના કર્ણમાં કોણે રેડયું ? "

અસ્ખલિત અશ્રુધાર સાથે સૌમ્યસિંહ મુર્છાવશ થયો: ખરેખર ! આ વખતનું કરૂણાજનક દૃશ્ય હૂં કોઇપણ રીતે મારી ક્ષુદ્ર લેખિની દ્વારા શબ્દરૂપે આલેખી શકવા અસમર્થ છૂં:

ગુલાબસિંહના નિષ્ઠુર હૃદયમા લેશપણ દયાનો આવિર્ભાવ ન થયો: તે એટલાજ ક્રોધથી બોલ્યો:

" ઓ કાળા નાગ ! તારા પાપીનાં કપટી-માયાવી શબ્દોથી મને સંતોષ થવાનો નથી. જા. પાપી. દૂર ! મહેલમાંથી નિકળ ! "

" પણ પિતાજી, હૂં તદ્દન નિર્દોષ છૂં " રડતા અવાજે કુમારે કહ્યું:

# પવિત્ર કુમાર. (પાનું ૨૨)

(વાંચો) સચિત્ર એકજ પૈસો કી. ૦—૮—૦



(વાંચો) સચિત્ર સ્વર્ગ ને નરક : કી. ૦—૧૦—૦

'ઓ કાળા નાગ ! તારા પાપીના કપટી—માયાવી શબ્દોથી મને સંતોષ થવાનો નથી. જા, પાપી ઉઠ ! મહેલમાંથી નીકળ !"

"પણ પિતાજી, હું તદ્દન નિર્દોષ છું" રડતા અવાજે કુમારે કહ્યું

# પવિત્ર કુમાર.

(પાનું ૫૦)







ફેણ ચડાવેલા કાળાનાગને જોઈ યોગી સ્થંભી ગયા તેમણે મનમાં વિચાર્યું કે–' જો નાગ એના માર્ગે નહિ જાય, તો આ માનવી જાગી ઉઠશે, તો શરીરના હાલવાથી સંભવ છે કે નાગ ડંશ કરી નાખશે. અને બીચારો આ માનવી નાહક માર્યો જશે.'

" ગંભીરમાં ગંભીર અપરાધ કરી હજી નિર્દોષ હોવાનો દાવો કરે છે, નીચ!" ગુલાબસિંહે, સૌમ્યસિંહને લાત મારી:

બિચારો સૌમ્યસિંહ લથડતે પગે ઉભો થતાં બોલ્યો:

" સન્નીતિના માર્ગને છોડી, અનિતિના અનિષ્ટ પંથે મેં પાપ નથી ધર્યો. તોપણ આપની દૃષ્ટિએ હું કેમ કાળો નાગ ઠર્યો?"

" એક પણ શબ્દોચ્ચાર વિના મારી હદ છોડી જા. તારૂં કાળું મુખ મને ન બતાવ: તને જોઇને મારા રૂંવાડે રૂંવાડે કરોડો વીંછીના તીવ્ર ડંશ જેટલી વેદના થાય છે! તારા દેહના રાઇ રાઇ જેટલા ટુકડા કરૂં એવું થઇ જાય છે, પરંતુ લાચાર છું કે તેમ કરવા મારી પાસે શસ્ત્ર રહ્યું નહિ. હવે કાંઇપણ લવારો કર્યા વિના ચાલ્યો જા:"

" પિતાજી! અન્યાય થાય છે!"

" અન્યાય નહિ પણ કહે કે ન્યાય તોળાય છે: ઘોર પાતક કરનાર પાતકી' પિતાનું ખૂન કરવા ઇચ્છનાર નિષ્ઠુર ઘાતકી! હવે ચાલ્યો જા. દુર થા."

" પિતાજી! પિતાજી! આ આપ શું બોલી રહ્યા છો? આકાશ તૂટી જાય, પૃથ્વી ફાટી જાય, પણ આ સૌમ્યસિંહના હાથે પાપકર્મ નજ થાય—

યદિ આકાશને અવનિ મળીને એકતા ધારે,
યદિ વારિ અગ્નિ મળીને મિત્રતા ધારે;
યદિ સૂરજ નિશાના નાથની ગરજ સત્કારે,
યદિ વાયુ વિલિન થઇને ભયંકર સ્તબ્ધતા ધારે.
યદિ આ દેહમાં ને રોમરોમે આગ ઉન્હી છો બળે!
તોય આ બાલક કદી ના પાપના પંથે વળે!"

"અરે! શયતાન્! તારે છે કે નહિ નાક કાન! એક વખત કહેતામાં નથી સમજતો? ટક્ટક્ મૂકીને ચાલ્યો જા:"

" શિરછત્ર—"

સૌમ્યસિંહને બોલતો અટકાવીને ગુલાબસિંહ બોલ્યો:

" અરે રાક્ષસ ! અહિંથી દૂર ખસ. કહું છું કે ચાલ્યો જા :"

" પણ પિતાજી હું ક્યા જાઉં ? " સૌમ્યસિંહની આખોમાં આંસુ ઉભરાતા ચાલ્યા :

" આખી દુનીયા પડી છે : "

" પણ દુનિયામા અકારા સિવાય મ્હારૂં કોઇ નથી. "

" તો દરીયામાં જા—જાહન્નમની ખાડીમા જા : પણ મારી હદમાથી તો આજ ઘડીએ ચાલ્યો જા. "

" વડીલોએ, સંતાનના દોષો ક્ષન્તવ્ય ગણવાના હોય છે. "

" પણ તારો દોષ અક્ષન્તવ્ય છે: ત્હને દુર કાઢવામાંજ સલામતી છે. "

" આજ્ઞા તમારી માનીને આજે જુદો હું થાઉં છું;"

" જ્યાં ભાગ્ય મારૂં લઇ જશે ત્યા તાત ! ચાલ્યો જાઉં છું: ! "

લથડતે પગે, આખમાં આસુ સાથે સૌમ્યસિંહ પોતાના આવાસ તરફ ચાલી નીકળ્યો: માર્ગમાં તેના હૃદયમાં અનેક તર્ક પરંપરા ગોઠવાઇ : પિતાને સંબોધને તે બરબડવા લાગ્યો:

" ઓ ! નિર્દય પિતા ! આ **નિર્દોષને શિક્ષા** કરતાં શું જરાપણ વિચાર ન થયો ? સૌમ્યસિંહ, પોતાના હડહડતા શત્રુનું પણ અહિત ચ્હાતો નથી, એની કલ્પના પણ ન આવી ? મેરૂ જેવા પર્વતો ચલિત થાય, સાગર સીમા ઉલ્લંઘી જાય, અનિલથી હિમાલય કંપાયમાન જણાય, ગંગાના વ્હેણુ અવળા થાય, પ્રભાકરમાં શિતળતા જણાય, સુધાકરમાંથી અગ્નિકિરણોનો પ્રસાર થાય, અરે ! આ દેહના રોમેરોમે કરોડો બરછી–ભાલાના ભોંકાટ થઇ, શરીર ચાળણી જેવું થઇ જાય, તોપણ—

મ્હારૂ હૃદય અણીશુદ્ધ છે, નહિ ધર્મ તેં ચૂકશે કદી !

રહેઠાણે પહોંચીને તેણે હૃદય ખાલી કરવા રડયા કર્યું : હૃદયનો ભાર અશ્રુદ્વારા નીતારી સૌમ્યસિંહે ધ્રુજતા હાથે ધ્રુજતી કલમે બે પત્રો લખ્યાઃ એક પત્ર પોતાની વૃદ્ધ દાસીને આપતા કહ્યું:

" આ પત્ર કાલે સ્હવારે મારી સુનંદાને હાથોહાથ આપી આવજે. "

બીજો પત્ર એક વિશ્વાસુ નોકરને આપતાં કહ્યું કેઃ—

"આ પત્ર કાલે મધ્યાને મહારાજાને કચેરીમા આપજે." અને પછી—

—પછી શું ?

સૌમ્યસિંહ, પિતાના આદેશને સાદર આપી તત્ક્ષણેજ આનંદ પુરનો ત્યાગ કરી ગયો— !

* * *

જે સમયે પવિત્ર કુમાર ગળતે આંસુડે જનકને કરગરતો હતો, જે સમયે પુત્ર પિતાની લીંબુની ફાડ જેવી આંખોમાંથી ખુનસ ભર્યું ઝીલી કંપી રહ્યો હતો; જે સમયે કુમાર પિતાની સિંહ સદશ પ્રચંડ આકૃતિ જોઇ મ્હોતના ભયાનક જડબાને નિહાળી રહ્યો હતો, જે સમયે જનકના બાહુમા પૂત્રનો શિરચ્છેદ કરવા માટે શમશેર ચળકી રહી હતી, જે સમયે સૌમ્યસિંહ પોતાના માથે મ્હોતના ગગનભેદી નગારાનો ઘોર અવાજ સાંભળી રહ્યો હતો ! જે સમયે પિતાના કઠોર શબ્દ પ્રહારો વડે, કુમારના કાનનાં પડદા એક પછી એક તૂટી જતા હતા; તે સમયે-હા ! તે કરૂણ સમયે કુમારની જુલ્મી જનેતા—પાષાણ હૃદયી કામપ્રભા ખંડના એક ખુણામાં ઉભીઉભી ગુપ્ત હસી રહી હતી !

એ જુલ્મી હાસ્ય જાણે કહેતું હતું કે :

" મ્હારી યાચનાના તિરસ્કારનો આ બદલો- ! "



# પ્રકરણ ત્રિજું:

## પતિ પરાયણા:

" રૂંવે રૂંવે ને રગરગે નિજ નાથના ભણકાર છે,
" નિજ અન્તરે આદર્શ સાચા સ્નેહનો વિસ્તાર છે;
" હૃદયાશ્રુથી નિજ નાથનું પૂજન સદા કરનાર છે,
" એવી પવિત્રા પ્રેમદાનો વિશ્વમાં સત્કાર છે."

—मंगल—

સાંજ પડવાને બહુ વાર નથી. ગગનતળમાં રંગબેરંગી દેખાવો થઇ રહ્યા છે. પોતાના આત્મબંધુને અસ્ત પામવાથી અણી પર જોઇ, કુમુદનાથ શ્વેત વસ્ત્રો પરિધાન કરી નિરતેજ ચ્હેરે ગગનતળમા આવ્યા છે. આ સમયે એક આલીશાન બંગલાના ઝરૂખામા, વિચાર-વમળમા ગોથા ખાતી તરૂણ સુનન્દા, ચન્દ્રવતી સરિતાની ઠંડી લ્હેરો અનુભવતી બેઠી છે. તેનું શરીર સૌન્દર્ય અપ્રતિમ, અનૂપમ છેઃ

કૃષ્ણવર્ણ છૂટો મુકેલો કેશકલાપ મહાન્ ફણિધરની ભ્રાન્તિ ઉત્પન્ન કરે છેઃ વિશાળ કપાળપ્રદેશમાં કરેલો સિંદૂરનો ચાલ્લો સંધ્યા સમયના રવિ સદશ દીપી રહ્યો છે. બન્ને ભ્રૂ, નાસિકાના મૂળથી આરંભ કરી કર્ણાન્ત પહોંચેલા છે. નેત્રો, જળમાં શોભી ઉઠતા રક્ત કમળ સમાન સોભે છે. નાસિકા પોપટની ચાંચ જેવી અતિ વાંકી નહિ, બન્ને ગાલો ભરાવદાર. અધરોષ્ટ રક્તવર્ણા, કોમળ, આકર્ષક, પ્રીતિપ્રદ, અને રસપૂર્ણા જણાય છે. પ્રદિપ્ત પ્રવાલ ઉપર ઉચ્ચતમ હીરાઓ જાણે હારબંધ જડયા હોય નહિ શું! તેવી સુંદર દંત પંક્તિઃ જીવ્હા તો અમૃતરસની સરિતાઃ કર્ણોની સુંદરતા તો અજાયબ! હૃદય

લાવણ્યતાનો સાગર: હૃદયામ્બુજો, કામાનળ જન્મના હેતુરૂપ, કમનીય દૃષ્ટિને ઉત્તેજીત્ત કરનારા છે. સુનંદા સુંદરીની ઉછરતી વયના ઉછરતા હૃદયાંબુજો, ઉછરતા યુવકોને માટે ખરેજ ઉન્માદકર છે. પોયણ જેવું પેટ: ગંભીર નાભી પ્રદેશ અવર્ણનીય: મૃણાલના દંડ જેવા મૃદુલ કર તો જાણે કાંચનવેલ. હથેળી રક્તકમળ. આંગળીઓ, ચમ્પાની કળીઓ, કટી, વયના પ્રમાણમા જરાક્ષીણ. જઘન કામોત્પાદક, સુંવાળા, મોહક, ચરણ સુંદર, ચરણતળ પણ તેટલાજ સુંદર. ન્હાની તો મુઠ્ઠીમાંજ સ્હમાય. ટુંકમાં તેના સઘળા અંગો એવા તો સુડોળ, સુગોળ, સુંદર, મધુર, આકર્ષક, ને મનોહર છે કે એક વખત જોયા છતા–કલાકોના કલાકો સુધી મીટ માડીને જોયા છતાં–નેત્રોની પરિતૃપ્તિ તો નજ થાય.

આ સૌન્દર્યશાલિની સુનંદા કોણ ? સૌમ્યસિંહની વિવાહિતા પત્ની. તે એક માસ થયા તેના પિયર–ગામમાજ–આવી છે. અને અત્યારે પતિદેવની રાહ જોતી, પોતાના ખાનગી ક્રીડાનિવાસમાં બેઠી છે: નિયત સમય થઇ ગયો છતાં સૌમ્યસિંહ ન આવવાથી તેના હૃદયમાં લાગણીનું પુર આવ્યું: ને દૃષ્ટિ પોતાની માનીતી સિતાર પ્રતિ ગઇ: પતિદેવ આવે ત્યાં સુધી પોતાના હૃદયને રાજી રાખવા તેણે સિતારને હાથમા લીધી: સુર મિલાવ્યા: અને સિતારના મધુર સ્વરની સાથે પોતાના મધુર સ્વરને મિલાવી આલાપ શરૂ કર્યા: આંગળીયો ચપળતાથી ફરવા લાગી: સિતાર પણ આનંદમા આવી ગઇ હોય તેમ રણકાર કરી રહી: સુનંદાએ નિચેનું પ્રણય પૂજાનું ગીત છેડયું:

" હૃદયાશ્રુમય પુષ્પ કલિથી (૨)
" પૂજું પ્રાણાધાર,—
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......
" કુમકુમ અક્ષત અબિલ ગુલાલે,

" નવરંગી ફુલડાથી વ્હાલે;
" પૂજું પ્રાણાધાર
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—સાખી—

" આ યૌવન ઉદ્યાનના માળી મોંઘા પ્રાણ,
" જીગર કેરા ફૂલડે લઉં ઓવારણાં લ્હાણ.
" તન મન ધન તમને અરપુ હું,
" ચરણ કમળની દાસી બનું હું,
" વરસાવો અમિધાર!
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—સાખી—

" અંજની સુતની રગરગે 'રામ' નામની છાપ!
" તેમજ આ હૃદયે પ્રભુ! જપાય છે તવ જાપ!
" મોહન મારા! દૃગના તારા!
" પ્રેમામૃતમય પ્રિયતમ પ્યારા!
" સોહાગના શણગાર!
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—સાખી—

" જગજીવન લેખાય છે, 'કાન્ત'! મિનનું જેમ,
" જીવન મારૂં આપ છો આપ થકી હૂં ક્ષેમ!
" પ્રેમ હિંડોળે વ્હાલ! ઝૂલાવો!
" પ્રેમ પિયુષ રસપાન કરાવો!
" આશાના આધાર!
" પ્રે......મે પૂજું પ્રાણાધાર.

—સાખી—

" આ જીવન કાસારમાં મ્હાલનારા હંસ !
" ગીત પ્રણયના ગુંજવો કેસરભીના કંથ !
" રઢિયાળી તવ મુરતિ રસાળી,
" વર્ષણુ સ્નેહ તણું કરનારી,
" ધારૂં હૃદયાગાર,
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—સાખી—

" યમ આયુના વેગને ચકોરી શશિને જેમ,
" ચાહે કોકિલ આપને ચાહૂં તમને તેમ !
' પાવ ચૂમું જવ પ્રણય રસિલા !
" સીંચો સુધાથી સહચારિણી આ ?
" રસિકવર ભરથાર !
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—સાખી—

" શિર ઝૂકે તવ ચરણમા આજ્ઞાના ઉલ્લાસ !
" સ્નેહ તણું સત્પાત્ર આ પ્રચ્છે પ્રણય વિલાસ !
" હૃદયહાર ' પ્રિયતમ ! મમ મનહર !
" પ્રણયરસ રેલાવો રસેશ્વર !
" મ્હારા **મંગલ**હાર !
" પ્રે......મે પૂજું પ્રાણાધાર......

—**મંગલ**—

સિતારીનો સુમધુર રણકો શમ્યો: સુનંદાની દૃષ્ટિ અનિમિષ સિતારીને જોઇ રહી: " કહે, કહે, ઓ મીઠી સિતારી ! હવે તારી શું

ઇચ્છા છે ? દિલરંજની, માનીતી સિતારી ! તું વિશ્વમાં વિશ્વનાથના આશિર્વાદ સમાન છે. મ્હારી સર્વ દિશામાં તું મારી સખી છો, પ્રેમી સખી છોઃ મારા જીવનની પળો તારાવડે મીઠી, ને પ્રેમથી છલકાતી થાય છે."

સિતારી સાથે નાચી રહેલું હૃદય અન્ય દિશામા વળ્યું: પતિદેવની સ્મૃતિ થઇ આવતા સિતારીને દૂર મૂકીઃ " હા. મ્હારા અવતારી હજી કેમ ન આવ્યા ? આજે અનિયમિત કેમ થયા ? દરરોજના ટાઇમ ઉપર એક કલાક વધૂ ગયો છેઃ નાથ ! નાથ ! અનિયમિત થવાનું કારણ ? આ દાસીને વિરહ વેદનામા બાળવા માટે તો આપ આમ નથી મોડા થયાને ? તો પછી શું સ્હમજવું !—"

સિતાર પુનઃ હાથમા લીધીઃ " એકાદ સંગીત ગાઉં ત્યાં મ્હારા રસનાથ પધારશે. " એમ બોલી સિતારીના સુર ચલાવ્યાઃ

" પુણ્ય પગલે......રે

પુણ્ય પગલે પધારો રસનાથ !

" ઉર્મિઓ ઉછળે કૈં મ્હારા અંતરમા,

" આનંદ ઉભરે કૈં મ્હારા ઉર સરમા.

" પ્રેમ પ્યાસીના સ્વીકારી સ્વાગત નાથ !

" પુણ્ય પગલે પધારો રસનાથ !

" આંખડી મદીલી દર્શનસુ તલસી રહી.

" પાંખડી રસીલી ખિલાવો મુજ દિલની;

" શોભાવો ઝૂલાવો આ દાસીને નાથ !

" પુણ્ય પગલે પધારો રસનાથ !

" પૂણ્ય પગલે......રે

" પુણ્ય પગલે પધારો રસનાથ !

પુણ્ય પગલે.........દાદરના ખખડવાની સાથે સિતારીનો મધુરો

રણકો અટકી ગયોઃ સિતારીને તેની જગ્યાએ મૂકી સુનંદા ઉભી થઇઃ " હા...વ્હાલમ આવ્યા."

તેણીએ કપડા સમાર્યાં: અને દાદરના મુખ આગળ આવી: જુએ છે તો તે દાદર ચ્હડનાર સૌમ્યસિંહ ન્હોતો: કિન્તુ એક વૃદ્ધા સ્ત્રી હતીઃ ઉપર આવી વૃદ્ધાએ સુનંદાના હાથમા પત્ર મૂકયોઃ અને બોલીઃ

" સૌમ્યસિંહે, આ પત્ર આપને સ્હવારમાંજ આપવાનું કહ્યું હતું; પરન્તુ મને માફ કરશો, જરા પ્રવૃત્તિ હોવાથી અત્યારે આવીઃ"

તે વૃદ્ધા ચાલી ગઇઃ સુનંદા, ગોખમા બેસી પત્ર વાચવા લાગીઃ

મ્હારી પ્રેમમયી સુનન્દા !

હું જાઉં છું. પિતાની આજ્ઞાના પાલન માટે આનંદપુરની હદ છોડીને ચાલ્યો જાઉં છું! ક્ષમઃ કરજે હું તને જતી વખતે મળી શકતો નથી. કારણ પિતાની રાત્રેજ ચાલ્યા જવાની સખ્ત આજ્ઞા છેઃ સુનંદા ! તું મારૂં હૃદય છે. તું મારી દેવતા છે. તું મારી પ્રેમમયી સખી છે. હૂં ગમે ત્યા રઝળીશ, પરન્તુ તને ભુલવાનો પ્રયત્ન નહિજ કરૂં. આખું જીવન કષ્ટથી જાય, જીવન દુઃખથી સળગી જાય તોપણ હૂં તને ભુલીશ નહિ. હું ગમે ત્યાં હોઇશ, પણ મનમા તારીજ જીંદગી પર્યંત પૂજા કરીશ. હૂં જાઉં છૂં ! સ્નેહમયી ! હૂં જાઉં છું ! ભાગ્ય જ્યાં લઇ જાય ત્યાં જાઉં છું ! શા માટે જાઉં છું ! તેતો હૂં પણ નથી જાણતો. માત્ર પિતાનું ફરમાન સાભળી મારૂં જીવન તારાથી જુદું પડે છેઃ ઇશ્વરેચ્છા હશે તો જીવનમાં કોઇ દિવસ મિલન થશે. તું રડીશ નહિ. તેમ કરીશ તો તારી કોમળ દેહલતા કરમાઇ જશે ! શોચ કરીશ નહિ. હૃદયમાં ઉદ્વેગ ધરીશ નહિ. પ્રિયે ! હું જાઉં છું ! તારા છેવટનાં મિલન વિના ચક્ષુમાંથી ગળતા આંસુ સાથે જાઉં છું !

લિ૦ જીવન અને મૃત્યુમા એક ત્હારોજ

ત્હારો સૌમ્યસિંહઃ

" હા ! આ શું ? સૌમ્યસિંહ ક્યાં ગયા ? સૌમ્ય ! સૌમ્ય ! હમેશની વિદાયગીરી શું ! " એટલું બોલતામાં સુનંદા, ગોખમાથી લથળી પડી: ખંડમા ધબકારાનો મ્હોટો શોર થયો:

ઓ કામપભા ! કામપ્રભા ! આ બધા પાપ લઇને તું ક્યાં જશે ?—આવા ઘોર પાપથી તુ કયા છૂટશે ?

ઘણીવારે સુનંદા શુદ્ધિમાં આવી: જાગીને જુએ છે તો તેના કપાળમાથી પત્થરના અફળાવાથી લોહી ટપકી રહ્યું હતું: લોહીથી તેના કપડા ખરડાતા જતા હતા સુનંદાએ ઉદ્‌ગાર કાઢ્યા:

" હા...ગયો ! ગયો ! મારા હૃદયનો ચિરવિશ્રામ ગયો ! મ્હારા હૃદયાકાશનો ચળકતો પ્રભાકર અદૃશ્ય થયો ! પ્રકાશ ઉડી ગયો...અંધકારનો ઓઘ પથરાઇ ગયો. જીવનની મઝા ચાલી ગઇ. મસ્તી ઉડી ગઇ. હા...ય ! સૌમ્ય ! સૌમ્ય ! તમારા વિના મારા દિવસો કેમ જાશે ? મારૂં હવે શું થશે ? જીવનનો સાર ન હોય, જીવનનું સત્વ ન હોય, જીવનનું તેજ ન હોય, ત્યા જીવનનો ટકાવ કેમ કરવો ? હૃદય તૂટી જાય છે ! નસો તૂટી જાય છે ! હાય ! હા...ય ! હું હવે કેમ જીવી શકીશ ? પ્રણયના આધષ્ઠાતા વિના પ્રણયઘેલીનું મૃત્યુજ હોય ! શું મ્હારા મ્હોતના દિવસો આવી ગયા ? હા. ખરેજ આવી ગયા: વિધિ વિધી ! તું બહૂ ક્રૂર નો ખરોઃ નહિતર મ્હારો પ્રેમસૂત્ર અકાળે કેમ તોડી નાખે ? હાય ! પ્રાણનાથ ! મને એકલી કેમ મૂકી ગયા ? પિતાના ફરમાનને માન આપી તમારે મને તરછોડવાની શી જરૂર હતી ? જતી વખતે નિચેથી હાક મારી હોત, એટલામાંજ હું તમારી સાથે ચાલી નિકળતઃ એક ક્ષણનો પણ વિલંબ ન કરતઃ ...હાય ! પ્રાણદેવ ! તમને આવું કેમ સૂઝ્યું ? ! " એમ બોલતી સુનંદા બેભાન થઇ ગઇ, આખો બીડાઇ ગઇ. કપાળમાંથી લોહીનું

ટપક્યું જોરથી હતું: કપડા નીતરતા હતા. કપાળમાં વાગેલા ઘાની પીડા બહુ હતી. પરન્તુ પતિપરાયણા પ્રેમદાને તે પીડા હજી સુધી જણાતી નથી. તેનું હૃદય તો પતિના નામને ઝંખી રહ્યું છે, ને હૃદય ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યું છે:

પતિમાંજ સર્વ જગતની સમાપ્તિ જોતી, પતિમાંજ સર્વ સુખનો સમાવેશ જોતી, પતિમાંજ પોતાનો ઉદ્ધાર નિહાળતી, પતિમાંજ પોતાના આત્માના અનેરા પ્રકાશ અનુભવતી, પતિમાજ પ્રભુનાં ગાન સુમધુર સ્વરે સાંભળતી, પતિમાંજ સંસારમાં સ્વર્ગ સમાન મીઠી લ્હેર ભોગવતી, પતિમાજ યુગયુગના સન્દેશ જોતી, પતિમાજ પ્રેમના મસ્ત તરંગો જોઇ રહેતી, ટુંકમાં પતિદેવમાં પોતાના આત્માને ઓતપ્રોત કરી રહેલી, પોતાના રૂંવેરૂંવે 'પતિ'ના નામને આંકી રહેલી દેવી સુનંદા સુંદરી, પતિના આવા દુખદ સમાચાર સાંભળતા, કફોડી સ્થીતિને વશ કેમ ન થાય?

આવી પતિવ્રતા દેવીઓને ધન્ય હો!



## પ્રકરણ ચોથું



### પરોપકાર



" પ્રારબ્ધ પલટી જાય ત્યારે કષ્ટ સાગર ડુબવે "

*　　　　*　　　　*

" નીતિ ધર્મ પાલન જ્યાં થતું, ત્યાં કષ્ટ વર્ષ થાય છે!

" કિરતાર ન્યાયી કથાય પણ-અન્યાય ભારે થાય છે—! "

"હા! વિધાતા! તારી કેવી વિચિત્ર ગતી! જેને મ્હોટા લાડકોડમાં

ઉછેરાવ્યો : તેને મહા કઠિન કષ્ટો ભોગવવાનો સમય આપ્યો; હાય, જેને ઉષ્ણ કે શિતળ વાયુનો સ્પર્શ પણ થએલો નથી, તેને વટોળીયા -વાયુના પ્રબળ ઝપાટા લૂ-આદિ સહન કરવાનો કાળ પ્રાપ્ત થયો ! સુધાકરના શાંત કિરણોથી પણ જેનું માથું દુખી આવતું; તેમજ માર્તંડના પ્રચંડ કિરણોથી. પોતાના નવનીત સમાન દેહને તપાવવાનો પ્રસંગ આવી મળ્યો ! જેને ભોજન માટે એક દિવસમાં દશ વખત પૂછવામાં આવતું; તેને હવે જંગલના ફુલ ફૂલ ખાઇને—અરે ! ઉપવાસ કરીને પણ દિવસો વિતાવવા પડે છે : હાય આ બધાનુ કારણ શુ ? જે પિતા મને “ પ્યારા પુત્ર ” ના સંબોધનથી હર્ષ ભેર બોલાવી મને ભેટી પડતાઃ તેજ પિતા મને મધ્ય રાત્રિએ—હદપાર કરવા જેટલા ક્રૂર થયા-અરે ! શમશેરના ઝપાટે મારી કોમળ દેહલતાને છેદી નાખવા જેટલા ઉન્મત થયા—તેનું કારણ શું ? મારી અયોગ્ય નિંદા કોઇને પિતાએ સંભળાવી હશે: અને તેથી પિતા આટલે દરજ્જે નિર્દય થયા હોય એમ અનુમાન થઇ શકે છે ! અસત્ય નિંદા કોણ સંભળાવે ? અને તે વળી મારા ઉપર મરી ફીટના પ્રેમાળ પિતા પાસે ? ! ખરેખર ! આટલી હિમત કરનાર કોણ હશે ? અરે ! હા ! મ્હારાં માતાએ મારી નિંદા ગાઇ હોય એમ કલ્પાય ખરૂં : તેમની દુષ્ટ મનોવાસનાનો મ્હેં તિરસ્કાર કર્યોઃ તેથી છેડાઇને તેમણે આ પગલું લીધું હોયનો ના નહિ ... હશે ! કિસ્મતના ખેલ અજાયબ છે ભાગ્યમા આવા ઘોર અરણ્યમાં એકલા જીવન વિતાવવાનું વિધિએ નિર્માણ કર્યું હોય; ત્યાં મિથ્યા વલોપાત શા કરવા ? હવે તો હૃદયને કઠિન બનાવી—અરણ્યના કોઇ હિંસક પશુના કરાળ દાંતથી મ્હોત પામવું; વા તો અરણ્યમાં ફરતા ફરતા કોઇ ગામડું કે શહેર દેખાય, તો ત્યાં જઇને જીવન વિતાવવું : ”

ઉપર પ્રમાણે ધીમા સ્વરે બોલતો સૌમ્યસિંહ, એક ઘાડા જંગલમાં મુસાફરી કરી રહ્યો છે: તેના મુખ ઉપર ચિંતા, ઉદાસિનતા, અને શોકનાં ભાવો રમખાણ મચાવી રહ્યા દેખાય છે: અનેક લાગણીઓનું સંયુક્ત બળ તેને ઉંડા ઉંડા નિ:શ્વાસ કઢાવે છે:

આ જંગલ બહુજ ભયંકર હતું: ક્ષણે ક્ષણે વનરાજની વન ગજાવતી ભિષણ ગર્જના ગાજી રહેતી: પવનના તીવ્ર સુસવાટાથી મ્હોટા મ્હોટા વૃક્ષો શોર મચાવી મૂકતા· વૃક્ષોની ઘટાને લઇને જંગલમા સદા અંધકારજ રહેતો. એક માણસ આવા ભયાનક સ્થળમાં નિર્ભયપણે વિચરી શકે એ બહુ મુશ્કેલ જેવું· પરન્તુ સૌમ્યસિંહના હૃદયમાં લેશ પણ ભયની છાયા દેખાતી નથી:

एकोऽहम सहायोऽहमेकाकी विजनेवने ।
इत्ये वं विधाचिन्ता मृगेन्द्रस्य न जायते ॥

"અરેરે ! હું એકલો છું ! અસહાય છું ! કૃશ છું ! પરિવારહીન છું !" એવા પ્રકારની અયુક્ત ચિન્તા મૃગેન્દ્ર–વનરાજને કદી પણ થતી નથી. સૌમ્યસિંહ ખરો વનરાજ હતો:

એકાએક સૌમ્યસિંહ ચમક્યો: સ્થિર થયો. ને એક વિકાળ સિંહની ગર્જના તેના કર્ણ પ્રદેશમા અથડાઇ: કરપોકનાં હાજા ગગડી જાય એવી એ ઘોર ગર્જના હતી: પરન્તુ સૌમ્યસિંહને લેશ પણ ભયનો ધ્રુજારો ન થયો. તેને સિંહના શિકારનો શોખ હતો: ઘણાં દિવસથી તે જંગલમાં આથડી રહ્યા હતો; પરન્તુ તે અદ્યાપિ પર્યંત સિંહની આકૃતિના દર્શન થયા ન્હોતા: અત્યારે ગર્જના સાભળી તેણે બંદુક ભરવા માંડી: સિંહ ગર્જનાનો પડઘો લુપ્ત થાય, ત્યાર પહેલાં તેણે બંદુક ભરી લીધી: અને તાકીને ફોડી: અર્ધ ક્ષણમાજ ત્યાંથી એક કોમળ, હૃદય ભેદક ચીસ સંભળાઇ. છૂટેલી ગોળીના જેટલાજ વેગથી

સૌમ્યસિંહે, જે તરફથી તીણી ચીસ સાંભળી હતી તે તરફ ફર્યો: વૃક્ષની ધાડી ઘટામાં પ્રવેશ કરતાજ તેને એક અત્યંત ભયંકર અને હૃદયદ્રાવક દશ્ય જોવામાં આવ્યું. એક સૌન્દર્યસંપન્ન સુંદરીની છાતી ઉપર એક સિંહ પંજો મારવાની તૈયારીમાં છે! સૌમ્યસિંહે ખભા-પરથી ધનુષ્ય લીધું. પણછ ખેંચીને સિંહના મસ્તક તરફ તીર ફેંક્યું: લલાટમા તીર વાગતાંજ સિંહ પૃથ્વીપર પટકી પડયો. એક મરવાની અણીપર આવેલી અબળાનો પ્રાણ બચી ગયો:

હવે સૌમ્યસિંહ અશ્વથી નીચે ઉતર્યો, ને એક વૃક્ષના થડ સાથે ટેકવીને તે સુંદરીની નિકટ ગયો. સુંદરી મુર્છિત અને શુદ્ધિહીન દશામાં પડી હતી; પ્રથમ તો સૌમ્યસિંહે અનુમાન કર્યું કે તે સિંહના ભયથી આવી દશાને પ્રાપ્ત થઇ હશે! પરંતુ જ્યારે તેણે બારીક અવલોકન કર્યું. ત્યારે તેનું એ અનુમાન અસત્ય પડયુ; સુંદરીના જમણા હાથમાંથી ખુન ટપકતું હતું: સૌમ્યસિંહે જાણ્યું કે: "પોતાની પ્રથમની ગોળીનું આ પરિણામ:"

હવે તેના હૃદયમા હર્ષ સાથે ખેદ થયો: હર્ષ એટલા માટે કે એક વિકાળ, હિંસક પ્રાણીના પંજામાથી પોતાના હાથે એક અબળાના પ્રાણ બચવા પામ્યા; ખેદ એટલા માટે કે એક કોમળાંગી કામિનીના કમળ સમાન કરને વીંધીને તેની પીડાનો હેતુ પોતે થયો.

પણ એ ખેદનો વિશેષ વિચાર છોડી, સૌમ્યસિંહે પોતાનો ફેંટો ફાડ્યો; ને યુવતીના જખમપર પાટો બાંધ્યો: થોડીવારે જખમમાથી ખૂન ટપકતું-પાટાના મજબુત બંધનથી-બંધ થયું!

સૌમ્યસિંહ અત્યંત લિનતાપૂર્વક તે સુંદરીના ચંદ્રવદનને નિહાળી રહ્યો હતો અને ફેંટાના એક છેડાવતી પવન નાખતો હતો. થોડીવારે યુવતી શુદ્ધિમા આવી! આંખો ખોલીને તે આસપાસ જોવા

લાગી: તેના નેત્રો જરા દૂર પડેલા સિંહના શબ ઉપર ગયા: તે ચમકી:

"અરે! આ સિંહ ક્યાંથી? કેમ પડયો હશે? ઓ મા! હમણાં મને ખાઇ જશે! બચાવો, કોઇ બચાવો!"

"સુંદરી! ભયભીત ન થાઓ. તે સિંહ જીવતો નથી, પણ મરેલો છે." સૌમ્યસિંહે ધીરજ આપી:

"તેને કોણે માર્યો?"

પ્રશ્ન પૂછીને સુંદરીએ પોતાનું મસ્તક નીચું નમાવી દીધું.

"આ સિંહનો મેં નાશ કર્યો:" સૌમ્યસિંહે ઉત્તર આપ્યો:

"શા માટે?" સુંદરી તરફથી દ્વીતીય પ્રશ્ન પૂછાયો:

"હકીકત એમ બની કે તમારી છાતી ઉપર આ વિકાળ સિંહ પંજો મારવાની તૈયારીમાં હતો. મેં તે જોયું; ને મને કમ્પારી આવી. એક ક્ષત્રિય બચ્ચાના અસ્તિત્વ વચ્ચે, સિંહ એક નિરાધાર અબળાને ફાડી ખાય એ કેમ બને? મારી નસોમાનું લોહી તમને મ્હોતના મ્હોમાં જતા જોઇ ઉકળી આવ્યું: મેં તરત તીર ફેંક્યું: સદ્દભાગ્યે મારૂં તીર અફળ ન ગયુ. કિન્તુ સિંહના ભવ્ય લલાટને વીંધીને ચાલ્યું ગયું. સિંહ પડી ગયો. ને મ્હોતને આધિન થયો...અને એ રીતે તમારા પ્રાણ બચી ગયા." સૌમ્યસિંહે સવિસ્તર હકીકત કહી સંભળાવી:

"વીર પુરૂષ!" સુંદરીએ મધુર અવાજે કહ્યું: "ત્યારે મારા આ જમણા હાથમાં ગોળી મારનાર અને પાટો બાંધનાર પણ આપજ હશો?" સુંદરી જખમ તરફ જોઇને બોલી:

"હા." સૌમ્યસિંહને કંપ થયો:" આપના કોમળ કરને વીંધનાર હુંજ. મારો એ અપરાધ ક્ષમા થશે કે?"

"વીર!" સુંદરી હવે બેઠી થઇને બોલવા લાગી: "અપરાધ કેવો,.ને ક્ષમા કેવી? મારી પાસે ક્ષમા માગવાની આપને કાંઇ જરૂર

નથી: આપે મારો કાંઇજ અપરાધ કર્યો નથી: કિન્તુ આપ મારા પ્રાણુદાતા છો."

સુંદરી, અહિં સૌમ્યસિંહના વદનને એકી ટશે નિહાળી રહી:

"સૌન્દર્ય દેવી!" સૌમ્યસિંહ બોલ્યો: "મારા અક્ષમ્ય કિન્તુ ભયંકર અપરાધને પણ આપ ગણાતા નથી, એ આપના હૃદયની ઉદારતાજ છે. આપના ઉદાર હૃદયનો હું આભારી છું."

"મારો આભાર શાનો?" સુંદરીએ પોતાની ક્ષુદ્રતા બતાવી "આભાર તો મારે આપનો માનવાનો છે: તમારે નહિ. આપ મદદે ન પહોંચ્યા હોત, તો હૂં કયારનીયે ધ્વના થઇ ગઇ હોત—સિંહના કરાળરા જડબાનો હું ભોગ થાત–પરોપકારી પુરૂષ! આ ક્ષુદ્ર સ્ત્રી માટે આપે આપના પ્રાણુ જોખમમા નાખ્યા એ બહૂજ અયોગ્ય કર્યું."

"નહિ." સૌમ્યસિંહે સુંદરીની પ્રશંસા કરી! "તમે ક્ષુદ્ર નથી, પણ મહાન્ છો: તમારા જેવી માધુર્ય, સૌન્દર્ય અને લાવણ્યથી દીપતી દેવાગનાઓની જગતને જરૂર છે"

સૌમ્યસિંહ બોલીને સુંદરીના મુખ પ્રતિ નિહાળી રહ્યા પોતાની પ્રસંશા સાંભળી સુંદરી એ લજ્જાથી પોતાનું વદન નીચુ ઢાળ્યું: ક્ષણુભર ત્યાં મૌન પ્રસરી ગયું.

"સુંદરી!" સૌમ્યસિંહે મૌનનો ભંગ કર્યો: "આ વિકટ વનમાં તમે શી રીતે અને કયાંથી આવ્યા? આપનું નામ શું? હર-કત ન હોય તો કૃપા કરી મને કહી સંભળાવો:"

"મારૂં નામ કિશોરી છે:–"

કિશોરી પોતાનો પરિચય આપે તે પહેલાં સૌમ્યસિંહના અશ્વે હણુહણાટી કરી: સૌમ્યસિંહે કિશોરીને કહ્યું: "કિશોરી! મેં સા-મેના વૃક્ષના થડે મારો અશ્વ ટેકવ્યો છે. તે હણુહણાટી કરી રહ્યો

છે.–હું ત્યાં જઇ જોઇ આવું કે શું છે? મારો અશ્વ કાંઇપણ કારણ વિના હણહણતો નથી. ”

“ પણ આપ નહિ આવો તો? ” સુંદરીએ કંઇક ભય પામતાં કહ્યું: તેનો સ્વર કરૂણ હતો.

“ આપ નિર્ભય રહો. ” સૌમ્યસિંહ બોલ્યો “ હું અશ્વને લઇને પાછો આ આવ્યો. ”

સૌમ્યસિંહ, જે સ્થળે અશ્વ બાંધ્યો હતો તે સ્થળે ઉતાવળથી ગયો: પણ જુએ છે તો ત્યા અશ્વ નહિ હતો: તેજ વૃક્ષ. તેજ થડ તેજ જમીન. કેવળ એક અશ્વ નહોતો, અશ્વના પગલાની તપાસ કરતાં તેને જણાયું કે કોઇ મનુષ્ય અશ્વને લઇ ગયો: અને બીજાને હાથ જતાં તેણે હણહણાટી કરી:

સૌમ્યસિંહને સ્વાભાવિકજ આંસુ આવ્યાં: તે અશ્વને સંબોધીને ખિન્ન સ્વરે બોલ્યો:

“ અરે ! અશ્વ ! તું ક્યાં ગયો? તારા જુના ધણીને છોડીને તું ક્યાં ગયો ? હાય ! તારા વિના હવે આ વિકટ વનમાં મને કોણ સહાય કરશે ? સંસારની રીતિ છે કે સુખના સાથીતે ઘણાં પણ દુ:ખના સાથી ઘણાં થોડા હોય છે. કૃતજ્ઞ પ્રાણી ! તું સુખમાં મારો સાથી હતો; ને દુ:ખમા પણ તુંજ સાથી થયો. ઓ ! અબોલ પ્રાણી! તને કયો દુષ્ટ લઇ ગયો ? કયા શયતાને તારી ચોરી કરી? ”

તેના હૃદયમાં જુસ્સો આવ્યો: “ મારા અશ્વને લઇ જનાર ચાંડાળના હું ટુકડા કરી નાખું; પરન્તુ લાચાર છું કે પાછળ જવાથી એક સુંદરીના જાન જોખમમાં મૂકાય એવી સ્થીતિમાં હું મૂકાયલો છું.”

એક ઉંડો નિ:શ્વાસ મૂકી સૌમ્યસિંહ, સુંદરી હતી ત્યાં આવ્યો. પરન્તુ અફસોસ ! ત્યાં સુંદરી ન હતી !

સૌમ્યસિંહ આ ચમત્કારિક ઘટનાથી શોકના અગાધ સમુદ્રમાં ડૂબી ગયો. અવિશ્રાંત પ્રવાસ કરીને–હાંફી જવા છતાં પુર જોશથી–દોડીને–ચાલીને સંતોષ આપનાર મુગો સાથી હતો તે પણ ગયો ! પરોપકારનો આ બદલો મળ્યો !

પોતાની દુઃખદ દશાનું સ્મરણ થતાં સૌમ્યસિંહ એક ' હાય ' મારી પૃથ્વી પર પટકાઇ પડયો !

તેનું હૃદય ઉભરાઇ ગયું. અને હૃદયના ઉંડાણમાંથી આંસુઓ નિકળીને નેત્રો દ્વારા ટપકવા લાગ્યાઃ મસ્તક ઘુમવા લાગ્યું. શરીર ધ્રુજવા લાગ્યું. અને હાથપગ પછડાવા લાગ્યા. તેણે ખિન્ન સ્વરે ઉદ્‌ગાર કાઢયાઃ

" અશ્વ ગયો...કિશોરી ગઇ ! આવા નિર્જન વનમા કેવળ એક હુંજ દુર્ભાગી રહ્યોઃ "

તેના આ શબ્દોચ્ચારમાં ભય હતો. તેની આખો આગળ કિશોરીની મુર્તિ તરવરી રહી હતીઃ

" કિશોરી ! જરા વારમા તું ક્યા અલોપ થઇ ? તારો પરિચય પણ મને ન મળવા પામ્યો; શું તને કોઇ દુષ્ટ ઉપાડી ગયું ? હા... હા..." તેનો કંઠ રૂંધાઇ ગયોઃ " પરમેશ્વની ઇચ્છા કોણ જાણે શુંયે હશે !



# પ્રકરણ પાંચમું:



## ખૂન !

" નાચે નચાવ્યા નારના, મોહાંધ થઇ જે નારમાં,
" ખાશે મટા ભયંકર ખત્તા તે ભ્રષ્ટ થઇ સંસારમાં;

*　　　　　*　　　　　*

" વિદારી સૂખને વાદળ વિપદનું લાવનારી છે,
" ભોળા જગતની એક વીષયકાર નારી છે:

-मंगल--

પ્રભાતનાં પુનિત પ્રકાશ પથરાઇ ગયા છે. આકાશમાં પ્રભાકર લાલ મુખે ઉદિત થઇ ગયા છે. પવનની લ્હેરમા શિનળાનો વાસ થયો છે: દરબારગઢના સિંહદ્વાર ઉપર ચોઘડીયાના રણકાર વાગી રહ્યા છે: એક પછી એક દરબારીઓ આ સિંહદ્વારમાં થઇને અંદર કચેરીમાં જઇ રહ્યા છે:

કચેરીનું સ્થાન દરબારગઢની પૂર્વ દિશાના એક ભવ્ય ચોગાનમાં રખાયલું છે. આ સ્થાનમાં અધિકારીઓના દરજ્જા અનુસાર ન્હાની મ્હોટી ખુરશીયો આબેહૂબ રીતે ગોઠવેલી છે. મધ્યમાં મહારાજાના માટે એક સુવર્ણનું સિંહાસન પડ્યું છે. આ સિંહાસનની કારિગરી અનુપમ છે. બે બાજુપર ચાંદીની મ્હોટી ખુરશીયો મુકેલી છે. એક પ્રધાનના માટે. બીજી કુમારના માટે:

બરાબર નવનો અમલ થયો. ને દરબારીઓ કચેરીમાં આવી ગયા. સર્વે મહારાજાની રાહ જોવા લાગ્યા; ત્યાં " મહારાજા ગુલાબસિંહને ઘણી ખમ્મા " ના અવાજ સાથે ગુલાબસિંહ કચેરીમાં આવ્યા. સર્વેએ ઉભા થઇ નમન આપ્યું: દરબારીયોની સલામ ઝીલતા મહારાજા સિંહાસન પર બિરાજ્યા: બાદ અધિકારીઓ પોતપોતાના સ્થાને

ગોઠવાઇ ગયા: નક્ષત્રમંડળમાં જેમ ચન્દ્ર શોભે તેમ સભામાં મહારાજા દીપતા હતા:

મહારાજાની જમણી બાજુની ખુરશી ખાલી હતી: કુમાર સભામાં આવ્યો નહોતો તેમ આવવાનો પણ નહોતો:

અધિકારીઓ. કુમારના ન આવવાથી મનમાં અનેક તર્ક પરંપરા જોડવવા લાગ્યા: કોઇ પરસ્પર વાતો કરવા લાગ્યા "આજે સૌમ્યસિંહ કેમ નહિ આવ્યા હોય? શું મહારાજાની ના હશે?"

વખત થતાં હમેશના નિયમ મુજબ નાયકા આવી: તેણે મહારાજાને નમન કર્યું. અને નાચની સાથે પોતાના કોયલ સુરથી ગાન આરંભ્યુ:

" ગો....રા મોરા તનપે (૨)
" દીવાના હુલ થાયરે.......ગોરા.
" દીવાના હુલ થાયરે દિવાના હુલ થાયરે
" ગો...રા મોરા તનપે,
" દિવાના હુલ થાયરે.......ગોરા
" પ્રીતિ પ્રદ મનહર,
" ફૂલ સમ દ્રૂસ પર;
" ભોગી ભ્રમર લલચાયરે.......ગોરા:
" મીઠું મીઠું હસ દર,
" છોડું નયન શર:
" વાંઢા ઘાયલ થઇ જાયરે.......ગોરા

-मंगल.

એક ગાયનની સમાપ્તિ થતાં બીજું ગાયન ઉપડયું: સાથે 'વાહવા-વાહવા-' ના પોકારો સાથે રંગીલા લાલા ડોકાં ધૂણવા લાગ્યા:

" અમર રહો ભૂપતિ!
" શુભ મતિ ધારી......
" હા......હા......હા......હા......હા...અમર:
" સુખી રહો...આ...આ....
" રૂમઝુમ, રૂમઝુમ, છુમછુમ,
" ઘુઘરી વાગે છુમ છનનનનન....
...અમર રહો!
" રામ રાજ્ય ચાલે તમારૂં,
" હા...હા...હા...
" થેઈ થેઇ થેઇ થનનનનન......
" મૃદંગ બાજે ધરકીટ ધરકીટ.....હા...હા!
" ધા ધા કીડાન કીડાન તક ધા...આ...આ...
" ધીની તકકીટ છનનનનન.....
" અમર રહો ભુપતિ!
" શુભ મતિ...ધા.........રી... "

–मंगल

ફણિધર જેમ સંગીત મુગ્ધ બની ફણા ડોલાવી પોતાની રસિકતા દેખાડતો હોય, તેમ ગુલાબસિંહ–પોતાના નિયમ પ્રમાણે પહેલું ધરકનું અને બીજું રાજ્ય વફાદારીનું સંગીત સાભળી ડોક ડોલાવવા લાગ્યોઃ

" કંઠની કેવી મધુરતા! સ્વરની કેવી મોહકતા!" આવા ઉદ્ગારો કાઢતા અધિકારીઓનાં હૃદય હર્ષોદધિમાં સ્નાન કરવા લાગ્યાઃ સૌમ્યસિંહની ગેરહાજરીથી થતા તર્ક–વિતર્કો શમી ગયાઃ

ગાનવિધિની પરિ સમાપ્તિ થઇ: પછી પ્રધાને ઉભા થઇ, એક પછી એક અનુક્રમે કેસના કાગળો મહારાજાને વાંચી સંભળાવ્યા: એ

કામ પુરૂં થયા પછી અરજદારોને ન્યાય ચુકવાયો :

અગિયાર થયા : દ્વારપરના ચોઘડીયા ગર્જી ઉઠયા : કચેરી વિસર્જન થઇ; ને "મહારાજા ગુલાબસિંહને ઘણીખમ્મા" નો ધ્વનિ દરબાર ગઢમાં ફરી વળ્યો :

ગુલાબસિંહ રાણીવાસના દ્વાર પાસે આવ્યો : ત્યા પાછળથી એક પહેરગીરે આવી મહારાજાના હાથમા એક પત્ર મૂકયો : અને બોલ્યો : " ખુદાવિંદ ! કુમાર, રાત્રે કયાંક ચાલ્યા ગયા છે અને આ પત્ર લખીને આપને આપવાનું કહી ગયા છે : "

મહારાજાને ક્રોધનો ઉફાળો આવ્યો .

" એ નીચ ગયો તો ભલે ગયો. મારે તેનું કામ નથી. તે જીવતો હો કે મૂવો મારે મન સરખુંજ છે. હું હમણાં તેનું સ્નાન કરી નાખું છું.

મહારાજાએ ક્રોધના આવેશમાં આ ઉદગારો કાઢી નાખ્યાઃ પહેરેગીર સાભળીને અવાક્—દિંગ થઇ ગયો. કઇ પણ બોલ્યા વિના નમન કરીને ત્યાથી ચાલ્યો ગયો :

મહારાજાએ ત્યાજ ઉભા રહીને ક્રોધના ઉફાળા વચ્ચે પત્ર ફોડી વાંચવા માંડયો.

પરમ પૂજ્ય શિરછત્ર પિતા !

આ પત્ર આપને મળશે; ત્યારે હું આપની હદમાં નહિ હોઉં; કારણ કે આપનાં કઠોર ફરમાનને માન આપી હું મધ્ય રાત્રેજ ચાલ્યો જાઉં છું. જે વાત ગુપ્ત રાખવાનો મ્હેં નિશ્ચય કર્યો હતો તે વાત સત્ય રહસ્ય અંધકારમાં ન રહે એટલા માટે મ્હારા ધ્રુજતા હાથે, ધ્રુજતી કલમે ઉભરાતા આંસુએ આપને નિવેદન કરૂં છું:

મારા પૂજ્ય માતુશ્રી-સ્પષ્ટ લખવાની જરૂર નથી–માર્મિક શબ્દોમાં આપ સ્હમજી જશો–મારી સાથે અયોગ્ય વ્યવહાર કરવા ઇચ્છતા હતાઃ મને તેમના ખાનગી ક્રિડાસ્થાનમા એક દાસી મારફત બોલાવરાવ્યો હતો, ને હૂં ત્યાં ગયો હતોઃ તેમણે પોતાની દુષ્ટ વાસના મારા પાસે પ્રકાશ કરીઃ તે મ્હેં તેના પ્રત્યુત્તરમાં ઉપદેશ આપ્યો પરન્તુ કામવાસનાથી ઉન્મત્ત થયેલાઓને એવા ઉપદેશની અસર થોડીજ થાય છે ? તેમણે તો પોતાનો આગ્રહ જારી રાખ્યો; ને મેં તિરસ્કાર જારી રાખ્યો; છેવટે તેમણે મને ધમકી આપવા માંડી છતા પણ હું ધર્મભ્રષ્ટ ન થયોઃ પોતાની મન ધારણા પાર ન પડવાથી તેઓ મારા પર કુપિત થયા હોય એ દેખીતું છે. જો આપને મારા માતાએ મ્હારી નિંદા સંભળાવી હોય, તો તેને પોતાની દુષ્ટ આકાક્ષા પરિતૃપ્ત ન થવાથી, ઉપસ્થિત થયેલો મારા પરનો ક્રોધ માનશોઃ પ્રાપંચિક માયાજાળ માનશોઃ પિતા ! મને શિક્ષા થઇ, તેથી મને કાંઇ પણ લાગી આવતું નથી· ફક્ત મારી પ્રિયતાની આવી કદર થયેલી જોઇ મને લાગી આવે છે ! સારા જગત ઉપર તિરસ્કાર છૂટે છેઃ

આ બીના આપને સત્ય જણાય તો પણ મારા માતાને કાંઇ-પણ શિક્ષા ન કરશો, આ દિન પુત્રની એટલી છેલ્લી માગણી છેઃ ખુલ્લા દિલથી, ઉભરાતા હ્રદયે, હ્રદય તિજોરીમાં પુરી રાખવા જેવી આ વાત માત્ર આપને જણાવી; તે મારી નિર્દોષતા જગત સમક્ષ પ્રકાશિત થાય એટલા માટેઃ આપને આ હકીકત સત્ય જણાઓ યા અસત્ય જણાઓ પરંતુ મારા આત્માને પારાવાર સંતોષ છે કે હું અદ્યાપિ સુધી મારી નિતિને હું જાળવી શકયો છૂંઃ

હું ગમે ત્યાં રઝળીશ–રખડીશ–રવડીશ–ભટકીશ. પણ આપની આજ્ઞાને ઉલ્લંઘને આપની હદમાં આવવાનું–મારૂં કાળું મુખ આપને

બતાવવાનું--કદી પણ સાહસ નહિ કરૂં:

લિ૰ સદાને માટે દૂર રહેવા ઇચ્છતો
અભાગી સૌમ્યસિંહ

પત્ર પુરો થયો. પતિ ઉપરનો મોહ પણ પુરો થયો: હૃદય ઉશ્કેરાઇ ગયું: પુત્ર ઉપરના ક્રોધના ઉશ્કેરા કામપ્રભા તરફ વળ્યા: આંખોની ઉંડાણમાંથી તીવ્ર ખુનસ સરવા લાગ્યું: જમીનપર પગ પછાડી, હોઠ પીસી તે કામપ્રભાના આવાસ તરફ ગયો:

× × ×

" દિલદાર ! આવ્યા ? "

" હા. વ્હાલી ! આવ્યા ! "

આવેલ પુરૂષ વ્યક્તિને જોઇ તે સુંદરીના નયનો આનંદથી નાચી ઉઠયા: અને વ્હાલથી ઉભી થઇ સામે લેવા ગઇ: યારના ગળે પોતાનો હાથ રાખી આશકને માશુકે પલંગપર પધરાવ્યા: અને પછી વાર્તાલાપ શરૂ થયો:

" વ્હાલી ! " પુરૂષે શરૂઆત કરી: " આજે એક નવિન વાત બની છે "

" તે શું ? " સ્ત્રીએ પ્રશ્ન કર્યો:

" આજે કચેરીમા સૌમ્યસિંહની હાજરી ન હતી: "

" એમા નવિનતા શી છે ? "

" કેમ ? કુમાર વિના મહારાજા કોઇ દિવસ કચેરીમાં આવતા નથી; અને આજે કુમારના વિના કાલ મહારાજાએ કામકાજ કર્યું, એ નવીન નહિ ? " પુરૂષે કુતુહલ પૂર્વક જણાવ્યું;

" એ વાતમાં બહૂ ભેદ છે ! " સ્ત્રીએ કહ્યું. " એવી રાજ્યદ્વારી બાબતોમાં તમારે શા માટે માથું મારવું પડે છે ? "

" એ ભેદ તું જાણે છે ? " પુરૂષે પૂછ્યું:

" તે પૂછવાનું શું કારણ ? " સ્ત્રીએ સામું પ્રશ્ન પૂછ્યું:

" તું જાણતી હોય તો મને તે જાણવાની ઇચ્છા છે: " પુરૂષે પોતાની ઇચ્છા વ્યક્ત કરી:

" તમારી એ ઇચ્છા અયોગ્ય છે. " સ્ત્રીએ પુરૂષની ઇચ્છાને અયોગ્ય કહી:

" કેમ ? " પુરૂષે ટુંકો પ્રશ્ન કર્યો:

" કેમ વળી શું ! ? રાજ્યની ખાનગી બાબતોથી જાણીતા થવામાં સલામતી નથી. જે જાણવાથી પોતાને લાભ ન હોય, કિન્તુ નુકશાનીજ હોય તે જાણવાની ઇચ્છા, અયોગ્ય માત્રજ નહિ કિન્તુ ભયંકર છે. મહા દુઃખકર છે! " સ્ત્રીએ પુરૂષની ઇચ્છાની અયોગ્યતા પ્રતિપાદન કર્યું:

" તે ગમે તેમ હો! પરન્તુ તું જાણે છે કે નહિ ? " પુરૂષે કહ્યું:

" વળી એનોએ પ્રશ્ન ? " સ્ત્રીએ જરા ઉંચે સાદે કહ્યું:

" હા. " પુરૂષે ટુંકેથી પતાવ્યું:

" હું નથી જાણતી: " સ્ત્રીએ કંટાળીને કહી દીધું:

" મારા સમ ખા." પુરૂષે પોતાનો હાથ પોતાના ગળે ફેરવતાં કહ્યું:

" મારા કથનમાં તમને વિશ્વાસ નથી, કે મારે તમારા સમ ખાવા પડે ?" સ્ત્રીએ કહ્યું:

" વિશ્વાસ તો છે. પણ—"

પુરૂષને અટકાવીને વચ્ચેજ સ્ત્રી બોલી:

" પણ શું ? કહી નાખોને હૃદયની વાત: શું મુંઝવણ છે ? "

" મારા સમ ખવાય તો વધુ પ્રતિતિ થાય: " પુરૂષે કહ્યું.

" ત્યારે એમજ કહોને કે મારી વાતમાં તમને વિશ્વાસ નથી! "

" અરે નારે ના ! તું અવળું સમજે છે ? "

" હો...ય ! અમારા પર તમારે શાનો વિશ્વાસ હોય ? અમે તમારા ઉપર મરી પડીએ, તોય તમારૂં હૃદય અમારામા વિશ્વાસ ન જુએ: ખરેખર પુરૂષો તો—"

સ્ત્રીએ વાક્ય અધુરૂં મુકયું: અને છણકો કર્યો: પુરૂષ, સ્ત્રીનો હાથ પકડી બોલ્યો:

" જીગર જાન ! માશૂક ! તું શા માટે આવા છણકા કરે છે ? મને તારામા સંપુર્ણ વિશ્વાસજ છે. હૂં તો ખાલી વિનોદને ખાતર સમ આપવાની વાત કરી રહ્યો હતો: પરન્તુ એટલામા તો તું પુરૂષજાતિ ઉપર આરોપ મૂકવા તૈયાર થઇ ગયો. ! મ્હારી મીઠી ! તને આવું વર્ત્તન છાજે છે ? ખરેખર તારો કૃત્રિમ રોપ પણ મારાથી સહન થઇ શકતો નથી: "

" પુરૂષો, પોતાનો સ્વાર્થ સાધવા માટે ખુશામદ કરે છે, પરંતુ સ્વાર્થ સરે કે પછી સામુ પણ જોતા નથી ! " સ્ત્રીએ સમસ્ત પુરૂષ જાતિ ઉપર આરોપ મૂકયો:

" શુ બોલી ? " પુરૂષ બોલ્યો: " સ્વાર્થ ખુશામદ એ શું બોલી રહી છો ? પ્રેમઘેલા હૃદયોમા સ્વાર્થ કે ખુશામદને લેશ પણ સ્થાન નથીજ હોતું· "

" પુરૂષો પ્રેમઘેલા નથી હોતા ! " સ્ત્રીએ બીજો આરોપ મૂકયો·

" શા ઉપરથી કહી શકો છો ? "

" પુરૂષ, જરા પણ અનિયમિત થાય છે, ત્યાં સ્ત્રીનું હૃદય અત્યંત ગભરાઇ જાય છે; અને જ્યાં સુધી પોતાના પ્રેમનાથને નથી મળતી, ત્યાં સુધી ગભરાયેલા જેવી રહે છે કિંતુ જ્યારે આશકનું મિલન થાય ત્યારેજ સ્ત્રી ગભરાટ છોડી, શાંત થાય છે; જ્યારે પુરૂષ એટલા

પ્રેમઘેલા નથી જોવાતા: તમેજ કહો. આજે એક કલાક તમે પોતેજ કેમ મોડા થયા ? જો તમે પ્રેમઘેલા હો તો એક મીનિટ પણ કેમ મોડા થઇ શકો ? બોલો, ખરૂં કે નહિ ? "

" તારી સમજણ ભૂલ ભરેલી છે:" પુરૂષે સ્ત્રીને કહ્યું: " જેવી રીતે સ્ત્રી, પુરૂષને મળવા ઉત્સુક હોય છે. તેવી રીતે બલ્કે તેથી પણ વધારે પુરૂષ; સ્ત્રીને મળવા માટે ઉત્સુક હોય છે: આશક વિના જેમ માશુક મુંઝાય છે, તેમ માશુક વિના આશક અકળાય છેજ. "

" ખો...ટૂં." સ્ત્રીએ ટુંકું પતાવ્યું: અને સ્વસ્થ થઇ બેઠી. હવે પુરૂષની વૃત્તિ સત્તેજ થઇ. તેની ચક્ષુમાં ચપળતા આવી. આખા શરીરમાં અજબ પ્રકારની ઝણઝણાટી થઇ· તેણે પોતાનો જમણો હાથ પકડીને સુંદરીને પોતાના તરફ ખેંચી· પુરૂષનો ડાબો હાથ સુંદરીનું વદન પોતાના ખોળામાં નમાવવા લાગ્યો: વદન નમતાં ગાલપર આવેલી લટ દુર થઇ; પુરૂષનું મુખ ધીમે ધીમે નમી રહેલા સ્ત્રીના વદન તરફ જવા માડયું: પુરૂષના હોષ્ટ, સ્ત્રીના ગાલને અડયા: ને ચુંબનનો મીઠો બચકારો નિકળે, ત્યાર પહેલા કમાડ ઠોકાયું:

સ્વામિ અને સુંદરીના હાજા ગગડી ગયા:

કમાડ ખોલાય ત્યાર પહેલા તો કમાડમા જોરથી લાતો પડવા લાગી: અને " દ્વાર ખોલ, દ્વાર ખોલ " નો અવાજ આશક-માશુકના હૃદયને ધ્રુજાવવા લાગ્યો. ઉભયના શરીર, કંપવા થયેલા માનવીની પેઠે ધ્રુજવા લાગ્યા: એક બીજા સામસામુ જોઇ રહ્યા: કમાડ ખોલવાની કોઇની હિંમત ન ચાલી:

પુરૂષ સ્ત્રીના પગમાં પડી, બોલવા લાગ્યો:

" મને બચાવ. બચાવ. મને સંતાડ. મહારાજા મારો જાન કાઢી નાખશે ! "

સ્ત્રીએ આસપાસ જોયું: ખંડમાં સંતાવાની જગ્યાં જ ન હ(
પુરૂષ ફરી બોલ્યો:

" પ્યારી ! મ્હારો જીવ જશે ' અરે ' મને સંતાડ ! "

કડડડ ધુમની સાથે દ્વાર તુટી પડયા અને મહારાજા ગુલા
સિંહ યમસદશ પ્રચંડ આકૃતિ ધારણ કરી, હાથમા ખુલ્લી તલ્વ
સાથે અંદર ધસ્યા:

" નીચ ! કમજાત ! " કહેતાની સાથે મહારાજાએ, તલ્વાર
કારી ઘા પુરૂષની ગરદન ઉપર કર્યો. અને તલ્વાર લોહીથી તરબો
થઇ. પુરૂષનું મસ્તક, ધડથી જુદું થઇ ગયું ! તત્ક્ષણે ગુલાબસિંહ
લોહીભીની તલ્વાર પોતાની વ્યભિચારીણી પત્ની કામપ્રભાના શરીર
પણ આરપાર ચાલી ગઇ !

આશક, માશુકના લોહીથી આખું દિવાનખાનું ભરાઇ ગ
ગુલાબસિંહે દાંત કચકચાવી, કામપ્રભાના મૃત દેહપર લાતો માર
માંડી ! લોહી ટપકતી તલ્વાર, કામપ્રભાના ભ્રષ્ટ દેહના ટુકડા કર
લાગી ! મહારાજાને ક્રોધનો એટલો તો જુસ્સો વ્યાપ્યો કે:–દાંત
દબાયલા હોષ્ઠોમાંથી લોહીની શેડો છૂટી રહી છે!

ખરેખર ! પોતાની પત્નીને, કોઇ યાર સાથે ભ્રષ્ટ થતી જોઇ
કયો પુરૂષ કુપિત ન થાય ?—અને જે પુરૂષોમા ભ્રષ્ટા પત્નીને સા
રહેવા જેટલો આર્ષસ્કમ હોય છે, તેવા પુરૂષો ખરેખર, પુરૂષો ન
કિન્તુ હિજડા કહેવાય છે. મહારાજાએ કરેલા આ બે ખૂનો પ્રબ
પુરૂષત્વની નિશાની છે:

## પ્રકરણ છઠ્ઠું

### કાળો નાગ

" સારી દશાની છાતીપર કફોડીદશાબેસે ચ્હડી,
" વાદળ વિપદ્દનાં શિરપર અત્યન્ત તૂટે છે પડી;
" જીવન અતિશય દુઃખથી, ફૂટાય છે ! રીબાય છે!
" સ્વપના ન આવે સૂખનાં-જ્યારે વખત બદલાય છે !"

—मंगल—

મહા બિહામણુ અરણ્યમા, સૌમ્યસિંહ ચાલ્યો જાયછે. હીંસક જનાવરોની તસ્તીમાં સુકોમળ સૌમ્યસિંહ એકલો છે. આનંદપુરના મહારાજા ગુલાબસિંહના એકના એક કુમારને સિંહ ખાઇ જાય, કે કાળાનાગનો ડંશ થાય, તોયે તેને સહાય કરનાર કોઇ ન મળે ! એક તીખી તલ્વાર, કટાર, બદૂક અને ધનુષ્ય એટલા હથિયારોવડે, પોતાના શુરાતનથી પોતે બચવા પામે તો ભલે. નહિતર તેન જાનની ખબર રાખનાર કોઇ નહિઃ પ્રભુ ! પ્રભુ ! મહારાજા ગુલાબસિંહની આખની કીકી જેવા એકના એક કુમારની આ અવદશા !

અંધારૂં થયું: એક તો મુળેજ જંગલમા અજવાળું નથી હોતું; તો પછી કૃષ્ણ પક્ષના ભિષણ અંધકારમાં જંગલ કેવું ભયાનક લાગતું હશે ! નિર્જન પ્રદેશ, ભિષણ અંધકાર, પવનના તીવ્ર સુસવાટા, અને પળે પળે કાન ચીરી નાખતી સિંહ ગર્જના. આ બધુ ભય ઉપજાવવાને પુરતું હતું સૌમ્યસિંહ જો કે નિડર હતો; તોપણ તેવા હૃદયમાં અત્યારે ભયનો આવિર્ભાવ થયોઃ તેના ચરણો પાછા પડવા લાગ્યા: આખો મીંચાવા લાગીઃ ખિન્ન સ્વરે તેણે મહા મુશીબતે બોલવા માંડ્યું:

" અરેરે ! મારી શી અવદશા ! આ નિર્દોષ હતભાગીના શિર

ઉપર કેટલી સંકટવર્ષા? હું ક્યાં, મ્હારા જનક ક્યાં, મ્હારી પ્રેમમયી સુનંદા ક્યાં? શું દુ:ખ! શો બનાવ! પ્રભુ! પ્રભુ! મારી ધીરજ રહેતી નથી. ઉઃ આ જંગલ મને ખાવા ધાય છેઃ પાસે અશ્વ પણ ન રહ્યો નહિતર એ પવનવેગીયત આશ્રયે આ ભયાનક સ્થળને આંખના પલકારામાં વિતાવી જાતઃ હાય! પણ અશ્વ તો ચાલ્યો ગયો! હવે તો પગે ચાલીનેજ મારે આ જંગલમાં ભમ્યા કરવું, અરેરે! શું સ્થીતિ! ઉંચે કાંઇ નથી દેખાતું તેમ નીચે પણ કાંઇ નથી દેખાતુંઃ ચોતરફ કેવળ અંધકાર! ઓ! દયાહિન પિતા! એક પૃત્રને અસહાય સ્થીતિમા કાઢી મૂકવો એમા કેટલી બધી ક્રૂરતા! તમારૂં હ્રદય મારા દુઃખી આંસુના પ્રવાહથી પણ ન પિગળ્યું! શું તમારામાં લેશ પણ વાત્સલ્ય ન રહેવા પામ્યું: કે સંતાનને સંતાપમા હોમી ચૂક્યા? ઓ મારી મોંઘી મેના! મારા હ્રદયની દેવી સુનંદા! તારૂં શું થશે? મને ખબર છે કે તુ મારા વિના ઝૂરી ઝુરીને મરે એટલા પ્રેમાળ હ્રદયવાળી છેઃ તો પછી મારા વિના તું કેમ જીવન ધરશે? ! ”

સૌમ્યસિંહનું હ્રદય ઉભરાઇ ગયું. છાતીમા ડૂમો ભરાયો તેની આંખમાથી સ્વભાવિકજ આસુઓ પડવા લાગ્યાઃ તેની સાંમ સામે સુનંદાની મોહક મૂર્તિ તરવા લાગી।

" સુનંદા! સુનંદા! તારી મુર્તિ મારી દષ્ટિ સમક્ષ ખડી થાય છે! પળે પળે તારા ચંદ્ર સમાન દીપતા આનનની ઝાંખી જણાય છે! તને ઓછીજ ખબર હશે કે તારો પતિદેવતા, આવા ભયંકર અરણ્યમાં, કાળા અંધકારની વચ્ચે, પવનના સુસવાટાથી ધ્રુજતો પગે ચાલી રહ્યો છે! તને ઓછીજ ખબર હશે કેઃ-તારા પતિદેવની આંખેથી ચોધાર આસુ વહ્યા જાય છે! ખરેખર! મેં તને જો સાથેજ લીધી હોત તો ઠીક હતુંઃ તું મારા જીવનનો આધાર છે. જીવનના

સઘળા સારનો સાર છે. તું સાથે હોત તો આવા સમયમાં મને જરૂર દિલાસો મળત; તારા અસ્તિત્વથી મારા સઘળા દુઃખોને હું ભૂલી જાત –હા! પણ હવે એ બધું નકામું છે! હવે તો આપણું મિલન પણ ઇશ્વરાધિન !"

ઉદ્‌ગાર અટકી પડયાઃ સૌમ્યસિંહે ઉપરાઉપર ઉષ્ણ નિઃશ્વાસ કાઢયા: તેની છાતી ધબકતી હતીઃ આંખો રૂદન કરતી હતીઃ પણ તેનું રૂદન કોણ સાંભળે એમ હતું ? થાકીને તેણે આસુ લૂછ્યાઃ હૃદય કઠણ કરીને ઉતાવળે ચાલવા માંડયું: ઉન્હાળાની ગરમીથી, અને અવિશ્રાત ચાલવાથી તેને પાણીની તૃષા લાગીઃ કંઠ સુકાઇ ગયોઃ ગુલાબસિંહના કુમારને ટીપું પાણી આપનાર કોઇ નહિઃ હૈયાનો ઉભરો પુનઃ અશ્રુદ્વારા બહાર આવ્યોઃ હાથ જોડી પ્રભુનો કરગરવા લાગ્યો.

" પ્રભુ ! દયાનીધિ ! મને આ કષ્ટમાંથી બચાવ ! મને સહાય કર. તરશે ગળું સુકાય છે–કંઠ રૂંધાય છે–ઉઃ મારા પ્રાણ જાય છે !"

સૌમ્યસિંહનું મુખ આસુથી ભીંજાઇ ગયું: તે જરા આગળ ચાલ્યો. કેવળ અંધારૂં ! તે એક ઝાડીમાંથી નિકળી બીજી ઝાડીમાં દાખલ થયો. તેનાં કોમળ ચરણમાં ઘણાં કાટા વાગ્યાઃ લોહી નીકળ્યું: ઝાંખરાથી અંગ ઉઝરડાયું:

સામેથી ફુફાડા મારતો કાળો નાગ આવતો હોય તેવો ભાસ થયોઃ સૌમ્યસિંહે ગભરાઇને ધનુષ્યની પણછ ખેંચીઃ નાગ બીજી દિશામાં ચાલ્યો ગયો.

સૌમ્યસિંહના પગ હવે થાકી ગયા. ચાલવાની જરા પણ શક્તિ ન રહી. આથી તે એક વૃક્ષ નીચે બેઠો. દુઃખ, શોક, નો પુનઃ ઉભરો આવ્યો. અને અસ્ખલિત અશ્રુધારાનું વહન થયું:

રાત્રિ સમ્ સમ્ કરતી ચાલી જતી હતી. સૌમ્યસિંહ રડતો બંધ

થયો. આંખો બળવા લાગી. ઘણા દિવસનો થાક હતો. તેણે જેમ તેમ કરીને ઉંઘવા વિચાર કર્યોઃ

પવનની લ્હેર આવી પાંદડાં ખખડયા. સૌમ્યસિંહે ઉંચે જોયું. સ્થંભી ગયો. વૃક્ષની ડાળીમાં એક નાગ ટીંગાતો હતો. નાગનું જીવલેણ જડબું નીચે લટક્તું હતું. સૌમ્યસિંહ ઉઠયો ને ત્યાંથી ચાલવા માંડયું, સાપ નીચે ઉતર્યોઃ સૌમ્યસિંહ પાછું જોયા વગર ચાલ્યો જતો હતો.

એકાએક પગમાં કાંટો ભોંકાયો. કાંટો મોટો હતો. કાંટો કાઢયા સિવાય જમીનપર પગ મૂકાય તેમ ન હતું. તેથી તે જાળવીને જમીન પર બેસી ગયો. મહા મહેનતે પગમાથી કાંટો નીકળ્યો. ને લોહીની શેડો છૂટીઃ

લોહીનું નિકળવું અટકતાં સૌમ્યસિંહ ઉઠયો. ને વળી ચાલવા માંડયુંઃ જરા ચાલતા પગની પીડા જણાવા લાગીઃ પીડા સહન ન થવાથી તે નજીકના મ્હોટા ઘટાદાર વૃક્ષ નીચે આડે પડખે થયો. હૃદય ધબકતું હતુંઃ ભય તેટલોજ હતો. શ્વાસ માતો ન હતો. છતા અત્યંત થાક લાગ્યો હોવાથી સૌમ્યસિંહ, હાથનું ઓસીકું કરી સુતોઃ જરાવારમાં તે ગાઢ નિદ્રાને આધિન થઇ ગયો.

*　　*　　*

આ જંગલમાં એક શિવાલય હતુંઃ મ્હોટાં વૃક્ષોની ઘટાથી તે ઢંકાઇ ગયું હતું. એક પૂજારી ધુર્જટીનું પૂજન કરતો હતો. પૂજારી એક મહા અબધૂત યોગી હતો' અને યોગી વિના આવી જગ્યામાં બીજો રહી પણ કોણ શકે?

પ્રભાત થયુંઃ મંદિર પાસે સ્વચ્છ જળથી વ્હેતી એક ન્હાની નદી હતીઃ મહાત્મા યોગીએ વિધિપૂર્વક સ્નાન કર્યું. અને પછી મહાદેવનું ભજન લલકાર્યુંઃ

" શિવ ! શિવ ! શિવ ! શિવ ! શંકર, સ્મરહર,
" ગીરિશ, મહેશ્વર, નટવર, શુલધર,
" ભવ, ભૂતનાથ, દીગંબર, મખહર,
" કર–ધૃત–ચાપ–પિનાક મનોહર. શિવ૦
" પશુપતિ, પાર્વતિનાથ, ત્રિપુરહર !
" ભૂજંગ–ભયંકર ભૂષણ, ભયહર,
" શિરપર–ગંગપ્રવાહ–જટા–ધર,
" સ્મર મન સામ્બ સદા શશિ શેખર ! શિવ૦

શર્મામહારાજ.

ભજન બંધ કરી યોગી પૂજા કરવા લાગ્યા: બિલિપત્ર ચડાવી, અક્ષત ચન્દનનો ઉપભોગ આપી, યોગી સમાધિમાં બેઠા: ડાબા હાથમાં જમણા હાથને દાબી નાકની દાંડી દબાવી. પગ ઉપર પગ ચડાવ્યા: આંખો બંધ કરી. હોઠ બંધ કર્યા: શ્વાસનો વ્યાપાર બંધ કરી યોગી સમાધિમાં ગયા:

એક કલાકે સમાધિ ઉતરી: યોગી, મહાદેવને મસ્તક નમાવી ફળફુલનો આહાર લેવા દેવળમાંથી નિકળ્યા: દેવાલયની આજુબાજુમાંથી પોતાને જોઇતો ફુલાહાર લઇ યોગી પોતાની કુટિરમા જતા હતા; ત્યાં તેની દ્રષ્ટિ નિદ્રાવશ સૌમ્યસિંહ તરફ ગઇ: યોગી આશ્ચર્ય પામ્યા: " ઓહ ! આવા જંગલમાં પેલું કોઇ માણસ જેવું દેખાય છે ! ખરેજ આશ્ચર્ય ! આ જંગલમાં હું પચાસ વર્ષથી રહું છું. છતા કોઇપણ માનવીના મને હજી સુધી દર્શન થયા નથી, અને આજે માણસ ક્યાંથી ? શું કોઇ દેવ હશે ? ના. ના. દેવ તો ન હોય: નક્કી કોઇ માનવી ! "

ફળ ફુલ કુટિરમાં મૂકી યોગી સૌમ્યસિંહ સૂતો હતો, તે તરફ

ગયા; સૌમ્યસિંહને નિદ્રાધિન જેવી સ્થીતિમા દૂરથી નિહાળી યોગીએ ઉદ્દગાર કાઢ્યાઃ

" કેટલો નિર્ભય ! પળે પળે હ્રદયભેદક સિંહગર્જના, અને ચોતરફ ભયંનાજ ભણકારા સંભળાય છે. એવા સ્થળમાં કેવો ધસધસાટ ઉંઘી રહ્યો છે ! "

કુતુહલતા પૂર્વક યોગી ઉતાવળે સૌમ્યસિંહની નજદીક ગયાઃ જ્યહને જુએ છે તો નિદ્રાધિન સૌમ્યસિંહની ધબકતી છાતી ઉપર એક કાળો નાગ પોતાની વિક્રાળ ફૂણા ન્હડાવીને બેઠો છે !



## પ્રકરણ સાતમું.



### પશ્ચાત્તાપઃ

" ઉન્માદથી, ઉશ્કેરણીથી માનવી ભુલ ખાય છે !
" —ને હાલતા અઘટિત કૃત્યો, સાહસે થઇ જાય છે !
" પણ સત્યનાં કિરણો પ્રકાશિત, થાય છે ? દેખાય છે !
" માનવી ત્યારે મહા પરિતાપથી સેકાય છે !

—मंगल—

ગુલાબસિંહ, પોતાના દિવાનખાનામા પલંગમા તરફડી રહ્યો છેઃ તેના જીવને મુદ્દલ ચેન નથી. ઘડી ઘડીમાં ઉપરાઉપરી ઉંડા શ્વાસ મૂકે છે. આંખો મીંચી દે છે. હાથ પગ પછાડે છે. તેનું હ્રદય પશ્ચાત્તાપની આગમાં બળી રહેલું છેઃ મીંચેલી આંખોમાંથી દડદડ આંસુના બિન્દુઓ પડે છે. આવી દુઃખદ દશામાં મહારાજા તરફડે છે. થોડીવારે એક મોટા ઉષ્ણ નિઃશ્વાસની સાથે ઉદ્દગાર નિકળવા માંડ્યાઃ

" હા ! પૂત્ર ! હા ! હ્રદયનંદન ! મારા હ્રદયમાં અંધારૂં કરી તું

ક્યાં ગયો ? મારી આશા, વિશ્વાસ, ભરોસા તદ્દન નિષ્ફળ ગયા ! હા ! કુમાર ! તું કોમળ છે. અરણ્યના મહા કષ્ટો તું કેમ સહન કરશે ? અરે તારી કોમળ દેહલતા ભાનુના પ્રખર તાપને કેમ ઝીલી શકશે ? હાય ! હાય ! મેં અભાગીએ તને દારૂણુ દુઃખમાં ધકેલી દીધો ! કંઇ પણ વિચાર વગર, કંઇ પણ મનન વગર, એક કમજાત કુલ્ટાના કથનમા વિશ્વાસ રાખી, સાહસ કરી તને હદપાર કર્યો ! મારા સુખની દોરી ઉપર મેંજ કાપ મૂક્યો ! હાય ! તારૂં મનોહર મુખ હવે હું ક્યારે જોઇશ ? તારા હોઠ ઉપર ફરકતું સ્મિતહાસ્ય હું ક્યારે નિહાળીશ ? પળેપળે તારી સ્મૃતિ હૃદયને વેડરી નાંખે છે !–કડકા કરી નાંખે છે ! મારી માદગી સમયે તેં ખડે પગે રાત દિવસનું ભાન વિસારી તનતોડ સેવા કરી હતી; તે બધું મને અત્યારે સાંભરી આવે છે ! તારી એ સેવાના બદલામાં મારા તરફથી તને મહાન્ અન્યાય થયો છે ! કિન્તુ તારો મેં ભયંકર અપરાધ કર્યો છે ! તું પવિત્ર હતો—નિર્દોષ હતો; એ પવિત્રતા—એ નિર્દોષતાની કદર મ્હેં ઉલ્ટી રીતે કરી ! હાય ! તું કોણુ જાણે ક્યા ભટકતો હઇશ ?—ત્રાસદાયક જાનવરો તને ફાડી ખાશે ! તારા અમૂલ્ય જીવનનું અકાળે મૃત્યુ થાશે ! હાય ! હાય ! હું શું કરૂં ? ! મારૂં હૃદય સળગી જાય છે ! કુમાર ! કુમાર ! હું તારો અક્ષમ્ય અપરાધિ છું: પણ તારૂં હૃદય ઉદાર છે ! માટે જ્યાં હોય ત્યાથી આવી જા—અને મને મારા મહા ગુન્હાની ક્ષમા કર—પિતા જાણી ક્ષમા કર ! ઉઃ મારા પ્રાણ જાય છે !"

પગરવ સાંભળતા ઉદ્દગાર અટક્યાઃ બે હબસી જેવા કાળા આદમીઓએ આવી મહારાજાને સલામ કરી, અને કહ્યું.

"નામદાર ! બન્ને લાસોના કકડા ગીધ સમડાને ખવરાવી દીધા !"

" સા...રૂ "

બેય હબસી નમન કરી ચાલ્યા ગયા: મહારાજાનું હૃદય દુઃખથી ચિરાઇ જતું હતું: ક્ષણે ક્ષણે તે હાથ પછાડતો હતો: રડતી આંખો સામેની દિવાલપર ગઇ: અને મહારાજા કોપ્યા: હૃદયમા ક્રોધના ઉછાળા આવ્યા: આસુ સુકાઇ ગયા ને તેની જગ્યાએ અગ્નિની જ્વાળા નિકળવા લાગી: મુખાકૃતિ, કુપિત થયેયા વાઘના જેટલી ભયંકર બની: દાત કચકચાવી, હોઠ પીસી મહારાજા એકદમ પલંગમાથી ઉઠયા, અને સામેની દિવાલપર લટકતી કામપ્રભાની છબી લીધી. અને તેજ પળે તેના ચૂરેચૂરા કરી નાખ્યા: કાચના કડકા દિવાનખાનામા પથરાઇ ગયા. પગ પછાડી પછાડીને ક્રોધિત સ્વરે તે બોલવા લાગ્યો:

" ઓ ચંડાળિણી ! ઓ મહા પાતકી ! તારા નામ નિશાન પણ ભોળા જગત ઉપર ન રહેવા જોઇએ ! તું એક કાળી નાગણ કરતાં પણ વધારે ઝેરીલી હતી ! ધિક્કાર છે ! શત કોટીવાર ધિક્કાર છે ! એક પુત્ર સાથે વ્યભિચાર કરવા જેટલી દુષ્ટ દારાને ફિટકાર છે ! તારા જેવી સ્ત્રીનો જેમ નાશ થવો જોઇએ તેમ મેં કરેલો છે ! "

એમ બોલતા બોલતા તે પલંગપર પડયા: ને થોડીવાર નેત્ર મીંચીને પડી રહ્યો, પરન્તુ પોતાના હાથે થયેલા અન્યાયનું સ્મરણ થઇ આવતાં નીચેના ઉદ્ગાર કાઢવા લાગ્યો:

સામે રહી શત્રુ સદા આ કંઠ કાપી જાય છે,
પણ પાપિણી પ્રમદા ખરે વિશ્વાસથી તન ખાય છે !
વિશ્વાસથી લોભાવી સ્ત્રિ પળમા હળાહળ પાય છે !
જે ચાય છે તેનાજ નારી પ્રાણ લેવા ધાય છે !
વિષ જાળવાળા છે ખરી નહિ ઝેર તેવા પી શકે !
આકાશને અબળા તણો ના પાર કો પામી શકે !

અવાજ કર્કશ હતો: હૃદયમાં દુઃખ હતું: આંખમાં આંસુ હતાં.

શરીર નિશ્ચેતવત્ સ્થિર પડયું હતું: હૃદયના ધબકારા બંધ હતા: તેણે આગળ બોલવા માંડયું !

" ખરેખર ! નારી જે ધારે તે કરે ! પુરૂષો તો નારીની રમતના ઢાંગલા ! નારીની જાતને પહોંચી વળવા પુરૂષની કમ તાકાત છે ! જ્યા સ્નેહના વર્ષણ હોય ત્યાં નારી લોહીના તર્પણ કરાવે... મહાન્ ઋષિ મુનિયોના હજારો વર્ષોનાં ઉગ્ર તપો નારી ચળાવે છે !-યુદ્ધભૂમિમા હજારો વીર યોદ્ધાઓનાં લોહી પણ નારીજ ચલાવે છે ! નારીને શાસ્ત્રકારો અબળા તરીકે જણાવે છે; પરન્તુ નારી તો પ્રબળા છે:— ભયાનક મૂર્તિ છે !-ઝેરનો સિંધૂ છે ! કાતિલ કટારથી પણ તિક્ષણ છે: યુદ્ધભૂમિમાં તલ્વારની તિક્ષણ ધાર, ને તોપ—બંદૂકોનાં હૃદયભેદક અવાજોને ન ગણકારતા શત્રૂ ઉપર યાહોમ કરી તૂટી પડનાર વીર યોદ્ધા પાસે પણ નારી પાણી ભરાવે છે ! ભલભલા પણ નારીનાં કાતિલ કટાક્ષોના તીવ્ર તેજ આગળ દીન થઇ જાય છે ! "

નુપુરનો રમઝમ રમઝમ થતો અવાજ આવ્યો: અને એ અવાજની સાથે મહારાજાની બીજી રાણી વિજયાદેવી મહારાજા પાસે ઉપસ્થિત થઇ: વિજયા ખરેખર દેવી હતી. પતિને દેવ માની તેની હરનિશ પૂજા કરતી: પરન્તુ મહારાજાનો ચાહ તેનાપર ન હતો. કામપ્રભાના કટાક્ષ આગળ એક વખત મહારાજાને જગત્ આખું તુચ્છ ભાસતું: ને તેના એકેએક શબ્દને ધ્યાનપૂર્વક સાંભળતો; અને તે કહે તે પ્રમાણેજ કરતો.

ગુલાબસિંહ બુદ્ધિમાન હતો: તેજસ્વી હતો: પરંતુ તેની બુદ્ધિનો કામપ્રભાના મોહમાં પડયા પછી ક્ષય થયો; અને સારાસાર સ્હમજવાની લેશ પણ શક્તિ ગૂમાવી બેઠો:

જે પુરૂષ નારીની મોહજાળમાં ફસાય છે, તે પુરૂષની બુદ્ધિ, શૌર્ય, તેજ ઘસાતું જાય છે !

લોભાઇને ભમરા સુગંધિત સુમનમા સપડાય છે,
ઘેલા બની મતિહીન થઇ પળમા પરાધિન થાય છે !
એવા જગતપર પ્રાણીઓ, રામા મહીં લપટાય છે,
તેનું શુભાશુભ સમજવાનું જ્ઞાન ચાલ્યું જાય છે !

વિજયાદેવી, મહારાજા પાસે જતી; દીનભાવે શરણની યાચના કરતી; પરંતુ તેનો સખ્ત તિરસ્કાર થતોઃ દેવીનું પાતિવ્રત્ય અખંડ હતું; એટલે સજ્જડ તિરસ્કાર સહન કરીને પણ તે પતિને પૂજ્યાજ કરતીઃ પતિની છબીને ધ્યાન પૂર્વક જોતી. અને કલાકોના કલાકો સુધી જોવામાં લીન બની જતીઃ દરરોજ પ્રભાતમાં છબીને હાર ચ્હડાવી પ્રણામ કરતીઃ અને દિવસનો કેટલોક સમય પતિના સ્મરણમાજ ગાળતીઃ આવી આદર્શ આર્યાનો સત્કાર, પતિ તરફથી જરાય પણ ન થતો આ બધાનું મૂળ કારણ કામપ્રભાઃ કામપ્રભાએ મહારાજાને એટલો વશ કરી લીધો હતો કે–તે કહે તેટલાજ તે પગલા ભરતો બિચારી વિજયા-દેવી આ બધું સહન કરતી; કોઇ પણ દિવસ કામપ્રભાના અનિષ્ટનો વિચાર તેના મગજમા ન આવતો ! પોતાની પ્રબળ વિરોધિની કામ-પ્રભાને જરા પણ દુઃખ થાય એવું પગલું તે ન ભરતીઃ એટલે કે વિજયા, કદી પણ કામપ્રભાની રજા સિવાય મહારાજા પાસે ન જતી, ન બેસતી, કે ન વાતો કરતીઃ

આજે કામપ્રભાનો કમનસીબ હેવાલ સાંભળી વિજયાને મહા-રાજા પાસે આવવું યુક્ત જણાતા તે આવીઃ

મહારાજાએ મસ્તક ઉંચું કર્યું: વિજયાને જોઇ તે બોલ્યોઃ

" વિજયા ! "

" મહારાજા ' વિજયાએ હર્ષાવેશમાં સંબોધન આપ્યું:

" વિજયા ! આજથી તને 'વિજયા'નુ સંબોધન આપવું બંધ

કરી 'વ્હાલી'નુ સંબોધન આપીશ: " એમ કહેતા મહારાજા પલંગમાં બેઠા થયા, અને વિજયાને પલંગમાં લીધી: ને પાસે બેસાડી:

"વ્હાલી!" ગુલાબસિંહે બોલવા માડ્યું: "મ્હેં કામપ્રભાના પ્યારમાં ડૂલ થઇ કદી પણ તારૂં નિહાળીને મોઢું સુદ્ધા પણ નથી જોયું; એ તારો અપરાધ; અને કુમારને વિના વાકે હદપાર કર્યો એ તેનો ભિષણ અપરાધ; આ બે અપરાધોનો હવે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે! મારૂં હૃદય પરિતાપની લાહ્યમાં ખાખ થતું જાય છે!" એટલું બોલતામાં મહારાજાની આખમાં આસુ આવ્યા. ને છાતીમાં ડૂમો ભરાઇ આવ્યો:

વિજયા, પોતના આંસુ, પોતાના પાલવવતી લૂછતી બોલી:

"હૃદયેશ્વર! જે વાત બની ગઇ તેના માટે શોક કરવો મિથ્યા છે! જે ક્ષણે જે થયુ; તે કદી પણ ન થયું નથી બનતું! પછી નાહક જીવને બાળવો એ આત્માનો દ્રોહ કર્યા જેવું કહેવાય! માટે શોક છોડી દો! પરિતાપથી આપનો દેહ જર્જરિત થઇ જશે!"

"ભલે થાય!" મહારાજા રડતા અવાજે બોલ્યા: "આ ભ્રષ્ટ પાપી દેહનાં અસ્તિત્વની દુનિયાને જરૂર નથી!"

"નહિ. આપના દેહની બહુ જરૂર છે. આખા આનંદપુરના રાજ્યનો આધાર આપના ઉપર છે આપના વિના રાજ્ય બેદાન-મેદાન થઇ જાય, જુલ્મગારો જુલ્મ ચલાવે, ચોર લોકો પોતાની સત્તા વાપરે, ને રૈયત પાયમાલ થઇ જાય!—નાથ આપના દેહની બહુ જરૂર છે!'

"જરૂર હોય કે ન હોય તેની સાથે મને હવે કાંઇ નથી: હૂં તો પૂત્રના અભાવે મારૂં હૃદય પરિતાપમાં બાળ્યા જ કરવાનો:"

"જીવને બાળવાથી શું કુમાર મળી જાય એમ હતા?"

"ત્યારે ?"—

"ચોપાસ ઘોડેસ્વારો દોડાવો: અને એ રીતે બને તેટલી કુમારની શોધ કરવો: ઇશ્વરેચ્છા હશે તો કુમાર જરૂર મળશે! પરિતાપથી તો નાહક આત્માનો ક્ષય થશે એટલુંજ !"

"તપાસ કરવાથી શું કુમાર મળી જાય એમ તું માને છે?"

"કેંક અંશે તો ખરૂંજ."

"મને તો લેશ પણ આશા નથી: કુમાર તો કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો હશે !"

"આશાનો ત્યાગ ન કરો: આશા એજ ઉત્સાહ છે. આશા એજ જીવન છે. આશામા ઘણીવાર માણસનો ઉદ્ધાર થઇ જાય છે!"

"પણ મારા ઉદ્ધારના એક પણ ચિન્હ ક્યાં દેખાય છે ?"

"એવા ચિહનો માણસથી જોઇ શકાતા નથી!"

"તું નક્કી જ માને છે કે હું તપાસ કરાવું તો કુમારનો ભેટો થાય ?"

"મારૂં હૃદય તો આશા રાખે છે!"

"ચાલ, ત્યારે અત્યારેજ ચોદિશામા માણસો દોડાવું છું:!" એમ કહી મહારાજા ઝરી કસબથી ભરેલી મોજડીયો પહેરી બહાર દેવડીપર ગયા:

દેવડીપરના પહેરેગીરને કહી સેનાપતિને પોતાની પાસે બોલાવ્યો: સેનાપતિએ આવી નમીને આજ્ઞા માગી:

મહારાજાએ આજ્ઞા ફરમાવી છે: "તમે હજાર હજાર ઘોડેસ્વારો ચારે દિશામાં કુમાર સૌમ્યસિંહની તપાસ સારૂ મોકલવાની આ ક્ષણેજ વ્યવસ્થા કરો! અને પછી મારી પાસે હાજર થાઓ."

"જેવી આજ્ઞા" કરી સેનાધિશ્વર, આજ્ઞાનો અમલ કરવા ગયો:

મહારાજા, વિજયા પાસે આવ્યાઃ અને કહ્યુંઃ

" દેવી ! સેનાધિપતિને કહી માણસો દોડાવ્યા છેઃ હવે કુમારનો પત્તો મળે તો મ્હારા મહદ્‌ભાગ્યઃ "

" મળશે. ઇશ્વરપર આસ્થા રાખોઃ જરૂર મળશેઃ " કહી વિજયાએ સ્મિત કર્યુંઃ અને મહારાજાએ. એ સ્મિતનું પ્રતિસ્વાગત સ્મિતથી કર્યું

પાછળનું સ્મિત ફિક્કું હતું !

## પ્રકરણ આઠમું.

### પ્રાણેશ પાછળ !

" જગતના સર્વ જીવોમા પ્રણયનો રોગ ભારી છે,
" વિયોગીને વિહારીએ હૃદયથી હાર ધારી છે;
" મહા મૃગરાજની શકિત પ્રણય પાસે બિચારી છે,
" મદનનાં મારની પાસે સહુએ લાજ હારી છે.
" મદન મારણ વિષે જેની સદા છે નામના ભારી,
" ખરે એ દેવ મહેષે પણ પ્રણય પૂજા સ્વીકારી છે !
" મહા શક્તિ પ્રણય દેવે જગત ભરમાં પ્રસારી છે,
" અનુભવથી જણાયે છે પ્રણયની રીત ન્યારી છે !

—मंगल—

સ્વામિ વિના સુંદરી સુનંદાનો દેખાવ કરૂણામય થઇ ગયો છે. તેણે અલંકારો સઘળા અળગા કીધા છેઃ

આભૂષણો મણિધર બની જાણે કરડવા ધાય છે !
સ્વામિ વિના પત્નિ અતિ લેવાય છે ! સૂકાય છે !

સુનંદા, અંગપર ફક્ત શ્વેત વસ્ત્રો પરિધાન કરે છે. રાત્રિ

દિવસ પતિને સંભારી ચક્ષુ નીરે ભરે છે. મુખચંદ્ર નિસ્તેજ થઇ ગયો છે. પ્રિયતમનાં સ્મરણમાં સમયને વ્યતિત કરે છે. કોઇ કોઇ વાર મન સાથે વિચારપ્રદેશમા વિચરે છેઃ ક્યારેક કરૂણ સ્વરે હાથ જોડી ઉંચું જોઇ કિરતારને પ્રાર્થના કરે છેઃ

" ઓ! પ્રભુ! નિરાધારના આધાર! તમે દયાના સાગર છો! આ દુઃખી દારાના રત્નનું તમે રક્ષણ કરજો! તેમને જરા પણ આંચ આવવા દેશો નહિ. દયાળુ દેવ! મારા પતિને અરણ્યમાં સહાયક થજો. તેમના જાનનું જતન કરજો!"

સંધ્યાના રંગબેરંગી દેખાવો આકાશમા થવા લાગ્યા છે, સૂર્યનારાયણ અસ્ત પામવાની તૈયારીમા છે. સંધ્યાસુંદરી કસુંબલ રંગની સાડી પરિધાન કરી ભગવાન્ ભાનુની પાછળ જવા ઉત્સુક છે. દેવમંદિરોમા ઝાલરના રણકારો ગાજી રહ્યા છે. અત્યારે સુનંદા, એક ન્હાના પ્રકારના વૃક્ષો–છોડવાઓથી સુશોભિત એક બગીચામાં સિતારને લઇને એક બાકડાપર બેઠેલી છે. મુખપર ઉદાસિનતાનાં ભાવો સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. તે એક પછી એક નિસાસા ખાય છેઃ વૃક્ષની ડાળીપર એક કોયલનો મીઠો ટહૂકાર થયો. સુનંદાના કર્ણપર તે ટહૂકો આથડયોઃ સુનંદાના હૃદયમાં ઝણઝણાટી થઇઃ નૂતન ભાવનાનો સંચાર થયોઃ બીજીજ પળે હૃદય બળવા લાગ્યું. જે મીઠા ટહૂકાથી રસજ્ઞાત્મા રંજન થાય, તેજ ટહૂકો સુનંદાને દુઃખદાયક જણાવા લાગ્યોઃ એ કોયલે પણ સુનંદાને દુઃભાવવાનોજ કેમ જાણે વિચાર કર્યો હોય તેમ ઉપરાઉપર ટહૂકા કર્યા. સુનંદા ખિજાઇઃ નીચી નમી, ને એક કાંકરી લેવા જતાં તેના હાથના આંગળા, ખોળામાંની સિતારના તારને અડી ગયા. ને સિતારનો રણકો થયોઃ એ રણકાને સાભળી સુનંદા સિતારીને કહેવા લાગીઃ

" અય સિતારી! મ્હારી સખી! તને કંઇ ઇચ્છા છે? તારે મધુર રણકારથી આ બાગને ગજવવાની ઇચ્છા થઇ છે? જો હા, તો ચાલ તારી એ ઇચ્છા તૃપ્ત કરૂં: "

એમ કહી સિતારના સુર ચડાવ્યા: અને આલાપ શરૂ કર્યો: આલાપ સાભળી પેલી કોયલડીએ શોર મચાવ્યો. એક પછી એક ટહૂકા કરવા લાગી: સુનંદાને આ ટહૂકા વિષે જોવા લાગતા હતા: તેણે કોયલને ઉદ્દેશીને સંગીત ગાવા માડયું:

" અયિ કોયલડી! ન સુણાવ તારા ટહૂકારા,
" મારૂં મન મુઝાય છે,.........
" જીવ અકળાય છે.........
" જાય છે બળી આ વિરહી દારા!—અયિ!
" પતિ દુર દુર ચાલી ગયા છે,
" આંખે...નીર જાય વહ્યા છે;
" લાગે છે તુજ બોલ અકારા! —અયિ!

—મંગલ—

" અયિ! કોયલડી '—"......સિતાર અટકી: કોયલ ડાહી બનીને ઉડી ગઇ. સુનંદા, એ જોઇ શકી; અને તેથી બોલી:

" કોયલડી! તું ડાહી તો ખરી! વિરહી વામાની વેદના તું કળી ગઇ!–ને જીભ બંધ કરીને પાંખ ફફડાવી ઉડી ગઇ: તારામાં આટલી બધી સમજણ!"

સુનંદાએ ફરી સિતાર છેડી:

" વ્હાલમ વિના...આ.........વ્હાલ વિના,
" દા'ડા દુ:ખમાં જાય જાય વામાના...

" લાગે વિશ્વારણ્ય અઘોર !
" પજવે જોબનિયાનું જોર !
" ખૂંચે કોયલડીના શોર
" પ્રાણ ઉડી જાય હાય ! ભામાના,...
—વ્હાલમ વિના...

" હૃદય ભાર નવ રહેવાય !
" કાંઇ કાંઇ અંતરે થાય !
" મસ્તક ફાટી જાય !
" દુઃખ ક્યાં કે'વાય હાય ! શ્યામાના...
—વ્હાલમ વિના..."

—મંગલ—

" વ્હા—લ—મ—વિ—ના " આટલું બે ત્રણવાર બોલી સીતાર બંધ કરીઃ સામેથી એક સખી આવતી હતીઃ સુનંદાને જોતાંજ તે બોલી ઉઠીઃ

" સુનંદા બ્હેન ! હજી સુધી બેઠા છો ? "

" હા—"

આવનાર સખી સુનંદાની સામે બેઠીઃ સુનંદા વિરહથી બળતી હતી, અને તેના ભાવ મુખ ઉપર અણછૂપ્યા રહેતા ન હતા સખી બોલીઃ

" સુનંદા તું ગભરાયલી જણાય છે ! "

" હા. સખિ ! વ્હાલમ વિના કઇ વામા ન ગભરાય ? "

" મને એક વિચાર સૂઝ્યો છેઃ " સખિએ વાત ફેરવીઃ

" શું ? "

" કુમારના પત્તા માટે—"

" હું—"

" આપણે અરણ્યમાં જવું "

" એ કોણ જાણે કેટલેય નિકળી ગયા હશે! આપણે ક્યાં જવું?"

" પરમાત્માનું નામ લઇ નિકળી પડવું: કારણ કે એવા સાહસ વિના કાંઇ ફળે એમ નથી. કુમાર આટલી હદમાં તો આવવાનાજ નથી,—અને તમે અહિં રહો એટલે બન્નેનું મિલન ક્યાંથી થાય? પરન્તુ જો આપણે આ હદ બહારની જગ્યામાં આથડી કુટાઇને જો પત્તા માટે ફર્યા કરીએ તો ક્યાંક ને ક્યાક ભાગ્ય હશે તો કુમારનાં દર્શન થશે ! "

" તો હું એકલી જઉં; મારા માટે તારે શા માટે દુઃખી થવું?"

" એટલે ? તારા વિના મારા દિવસો સુખમાં જાય એમ તું માને છે?"

" પણ તું નાહક તારા જીવનને કષ્ટમાં હોમવાનું સાહસ ન કર:"

" નાહક કેમ?—મારી સખિની સેવામાં મારે મારા તન મન ધન સમર્પવા જ જોઇએ: "

" તારી એવી અભિલાષા છે તો ભલે: મારી ના નથી;"

" તો અત્યારેજ સમય અનુકૂળ છે."

" આપણે એકલાજ જઇશું ને ?"

" ના. આ ન્હાનો ભાઇ બ્હેનની સેવામાં સામેલ થશે" સુનંદાનો ભાઇ સુમન ઉપરની વાત સાંભળી પ્રકાશમાં આવી બોલ્યો:

સુનંદાના મુખ ઉપર ગભરાટ છાયો: તેણે સુમનને છાતી સરસો ચાપી કહ્યું:

" ભાઇ! બ્હેનની સેવા તું કેવી રીતે કરવા માગે છે?

" બ્હેનની આજ્ઞા ઉઠાવીને—"

" તો મ્હારી આજ્ઞા એક છે—"

" શું, બ્હેન !"

" તું–તું મારી સાથે આવવાનો વિચાર ન કરઃ "

" તેનું કારણ ?"

" તું હજી ન્હાનો છો. અરણ્યના મ્હોટા મ્હોટા દુઃખો સહન કરવાની હજી વાર છે. માટે તું અહિં પિતાની છાયામા રહે. "

" આપની આ આજ્ઞા નહિ મનાય."

" મુર્ખ ન થા. બાલ હઠ છોડી દે."

" મુર્ખ કહો કે ગમે તે કહો; પરન્તુ તમારા વિના મને આનંદ ન મળે."

" ત્યારે તું મારી સાથેજ આવવા માગે છે, સુમન!"

" હા, બ્હેન !"

સખિ બોલીઃ " સુનંદા બ્હેન ! ભાઇની એવી મરજી છે તો ભાઇ પણ ભલે આવેઃ તેમના ઉત્સાહનો ભંગ ન કરઃ"

સુનંદા વિચારમા પડીઃ " સુમનને સાથે લેવો ? પછી અહિં પિતાનું શું ? તેની કોમળ દેહલતા શા માટે કરમાવવી ? હા..."

સુનંદાને એક વિચાર સુઝયો. મગજમાં કંઇ નવીનજ ચમકારો અનુભવ્યો. તેણે કહ્યું. " ભાઇ સુમન ! તારા હથિયાર લઇ આવઃ "

" એમ કરીને તમારે મને છોડી જવો છે, કેમ ? હું બધુયે સમજું છું: હૂં નહિ જાઉં."

" ભાઇ ! તને સાથે લીધા વિના હૂં નહિ જાઉં; પછી ? જા. શસ્ત્રો લઇ આવઃ "

" મ્હારા સમ ખાઓ."

" તહારા સમ, જા–"

" પણ બાપા પૂછે કે હથિયાર લઇને અત્યારે મોડો ક્યાં જાય છે, ? તો—

" તો કહેજે કે જરા બહાર મેદાનમાં રમવા જાઉં છું. "

" ઠીક. હું આ આવ્યો. " કહી સુમન ગયો: સુનદા સખી પ્રત્યે બોલી:

" સખિ ! સુમનને સાથે લેવાનો મારો વિચાર નથીઃ "

" વિચાર સારો છેઃ " પણ તે ક્યાં હઠ છોડે છે ? "

" ચાલો આપણે ન્હાસી જઇએ: પછી શું કરશે ? "

" એટલે ? "

" આપણને ન જોતાં સુમન હઠનો ત્યાગ કરશે ! "

" એ તે બને. તેં તેમના સોગન ખાધા છે ! "

" તો ચાલ, આપણે આ બાજુની વૃક્ષકુંજમાં છુપાઇએ, પછી જોઇએ કે તે અહિં આવીને, આપણને ન જોતાં શું કરે છે ? જો ઘેર ચાલ્યો જશે, તો પછી આપણે ચાલ્યા જઇશું. "

" એ યુક્તિ સ્તુત્ય છ. "

ધીમે પગલે બન્ને સખિયો વૃક્ષકૂંજમાં લપાઇ ગઇ. સુમન આવ્યોઃ બ્હેનને ન જોતાં તે ઉશ્કેરાયોઃ

" ઓહ ! મારા બ્હેન, સમ ખાઇને મને દગો કરી ગયા ? શું ભાઇની જરા પણ અનુકુંપા ન રહી ? "

કટાર મ્યાન મુક્ત કરી તે બોલ્યોઃ

" જ્યાં બ્હેન નથી, ત્યાં સુમનને જીવવાનું કારણ નથી !"
" સુમન ! સુમન ! " કહેતી સુનંદા દોડી આવી ને સુમનનો હાથ પકડી લીધો.

" ભાઇ ! આટલો ઉન્મત્ત ? "

" ત્યારે શું કરૂં ? તમારા વિના હું જીવીજ કેમ શકું ? તમે મારા પ્રાણ છો. જ્યાં તમે ત્યાં હું. "

ભાઇના આવા દિવ્ય પ્રેમથી મુગ્ધ થયેલો બ્હેનનો આત્મા, નિર્દોષ ચુંબન કરવાની પ્રેરણાને દાબી શક્યો નહિ.

તત્ક્ષણેજ ત્રિપૂટી ત્યાંથી પ્રયાણ કરી ગઇ !

## પ્રકરણ નવમું.

### લુટારાનો ભેટો !

" વિષયાંધ થઇને માનવો, જે પાપ પંથે ધાય છે !
" ધનવાનના ધનને લુંટી જે માલ મલીદા ખાય છે !
" સદ્ધર્મ ને સત્કર્મથી પાપી પતિત જે થાય છે !
" માનવી એવા નરકના દ્વારમાં અથડાય છે ! "

—मंगल—

ફણા ચ્હડાવેલા કાળાનાગને જોઇ યોગી સ્થંભી ગયા. તેમણે મનમ વિચાર્યું કે —" જો નાગ એના માર્ગે નહિ જાય, ને આ માનવ જાગી ઉઠશે, તો શરીરના હાલવાથી સંભવ છે કે નાગ ડંશ કરી ના ખશે. અને બિચારો આ માનવી નાહક માર્યો જશે. "

યોગીએ તરત નાગ તરફ વક્રદૃષ્ટિ કરી; ને મુખથી કંઇક બરા બડવા માંડ્યું: બે મિનિટમાં તો નાગ સૌમ્યસિંહની છાતી ઉપરથી ઉતરી યોગીને પગે વિંટળાઇ ગયો: યોગીએ કહ્યું.

" બેટા ! તું તારે માર્ગે જા. "

એટલું કહેતામાં તો એ નાગ સડસડાટ કરતો પાણીના રેલાન

યોગી, સૌમ્યસિંહની મુખમુદ્રા ઉપર એકીટશે જોઈ રહ્યો: જગા-ડવો, કે નહિ?" આવા વિચાર વમળમાં યોગી ગોથા ખાતો હતો, ત્યાં સૌમ્યસિંહ જાગ્યો: યોગીને પોતાની છાતી ઉપર ઉભેલા જોઇ તેનામા કંઇક ભયનો સંચાર થયો, ધ્રુજ્યો ને બેબાકળો થઇ ગયો.

"બેટા! કેમ બીએ છે?" યોગીએ શાત, ગંભીર અવાજે કહ્યું:

"કોઇ યોગી જણાય છે!" એમ મન સાથે વિચાર કરી લઇ કુમારે ઉભા થઇ પોતાનું શિર, યોગીના ચરણમાં ઝૂકાવ્યું.

યોગીએ માથે હાથ મૂકી કહ્યું. "બેટા! મારી પર્ણ કૂટિરમાં ચાલ· અહિં તારી વાઘવરૂ ઘાત કરશે."

"મહાત્મન્! માફ કરો. મારા દુ:ખી આત્માની છાંયાવડે, આ-પની પવિત્ર કૂટિરને હું અપવિત્ર કરવા નથી માગતો."

"ત્હને શું દુ:ખ છે?"

યોગીજી' મારા દુ:ખની બીના પ્રકાશ કરવા જેટલી મારામાં શક્તિ નથી. મારૂં હૈયું ગભરાઇ જાય છે. છાતી ધબકે છે."

"વત્સ! શું તું દુ:ખથી ગભરાય છે? દુ:ખ એતો તુચ્છ વસ્તુ છે. મહાન્ માણસો દુ:ખથી કદી ડરતા નથી. તું પણ એક મહાન થા. અને દુ:ખથી મુંઝા નહિ. અનાયાસે આવી મળતાં સુખ દુ:ખો પરમા-ત્માની ઇચ્છાને આભારી છે. અને તે શાંતતાથી આનંદ રાખી ભોગ-વવા એજ જ્ઞાન કહેવાય છે. તું જ્ઞાની થા. અને દુ:ખની સામે યુદ્ધ કર: દુ:ખ આપોઆપ તારી શક્તિથી હાર પામી ન્હાસી જશે, અને પછી તારા હૃદયમાં શોક, ગ્લાનિનાં જે ભાવો દેખાય છે, તેની જગ્યાએ નિર્દોષ સુખાનંદની છોળો ઉછળશે'"

"ગુરો! મનને કબજે રાખવા ઘણું મથું છું; તો પણ મન શોકના મહાસાગરમાં ઝોલા ખાઈ જાય છે!"

"એવું શું દુઃખ છે કે તું તેની પ્રાપ્તિથી આટલો બધો દુઃખિ થાય છે?"

"મ્હારા જેવા એક ક્ષુદ્ર પ્રાણીની કથા સાંભળવામાં આપે આપનો અમૂલ્ય સમય રોકયો એ ઉચિત નથી."

"તું ભુલે છે, મનુષ્યે બને તેટલી મદદ અન્યને કરવી જોઇએ"

"સાંભળો, ત્યારેઃ-હૂં એક રાજપૂત્ર છું. મારૂં નામ સૌમ્યસિંહ છે. આનંદપુરના મહારાજા ગુલાબસિંહનો હૂં એકનો એક પુત્ર છું."

કુમારને અટકાવી યોગી વચ્ચે જ બોલી ઉઠયાઃ

"શું તું રાજપુત્ર છે? તો આવા જંગલમાં આમ એકલો કેમ આથડે છે?"

"એજ મ્હારા દુઃખનું કારણુ: મારા પિતાએ મને હદપાર કર્યો છે!"

યોગી ચમક્યાઃ "તેનું કારણુ?"

"તે હૂં પણ નથી જાણતો!"

"આશ્ચર્ય! તારા પિતાએ તને શા માટે હદપાર કર્યો છે, એને તું નથી જાણુતો, એ કેટલી અજાયબી?"

"જાણું તો છૂં"

"તો જણાવ!"

"એ વાત નહિ જણાવી શકવા માટે મને માફ કરો."

"એ વાત તું નહિ જણાવી શકે?"

"ના."

"તો કાંઇ નહિઃ તારા આંતરિક જીવનને જાણુવાથી મને કંઇજ વિશેષ નથી."

સૌમ્યસિંહને ગઇ રાતની તૃષા લાગેલી હતી, તૃષાનું જોર એટલું વધતું જતું હતું કે તેનાથી મહા મુશીબતે યોગી સાથે વાતચિત થઇ શકતી હતીઃ ચાડીઅવળી નજર કરી કુમાર બોલ્યોઃ

"મહાત્મા! મને અતિશય તૃષા લાગી છે!"

"ચાલ,મ્હારી પર્ણકુટિરમાં, સ્નાન કરી, સ્વચ્છ થઇ તારા દેહને સ્ફૂર્તિ આપી મન ઉદ્વેગ મૂક્ત કરજે." કહી યોગી ચાલવા લાગ્યા.

સૌમ્યસિંહ યોગીની પછવાડે ચાલવા લાગ્યો: કુટિર ત્યાંથી બહુ દુર ન હતી: આડો અવળો રસ્તો વિતાવી યોગી પોતાના નિવાસે આવ્યા: અને નજદિકમા વ્હેતી સરિતા તરફ અંગુલી કરી યોગીએ કહ્યું: "કુમાર! જાઓ સામેની નદીમાં સ્નાન કરી આવો: હૂં તમારા માટે રસોઇની તૈયારી કરૂં છુ:"

"રસોઇ કરવાની તસ્દી આપે નથી લેવાની: આ સામેની નદીમાં નાહી, જળપાન કરી હૂં મ્હારા માર્ગે ચાલ્યો જઇશ."

"એમ ન થાય: આહાર લીધા પછી ઇચ્છા થાય તો જજો"

"આપ જેવા યોગીને હૂં નાખુશ કરવા ઇચ્છતો નથી." કહી સૌમ્યસિંહ નદી તરફ ગયો:

નદી બહુ ઉંડી ન હતી. પાણી સ્વચ્છ હતું. કિનારાપરના વૃક્ષોની ઘટાના પડછાયા નદીમાં જણાતા હતા. જળમાં પડતો પ્રભાકરનો પ્રકાશ, જળમાં ઉપજતા તરંગોની સાથે હીંચોળા ખાતો હતો. સૌમ્યસિંહે કિનારે આવી કપડા ઉતારી સ્નાન કર્યું, ઘણાં દિવસ થયા તેણે સ્નાન કર્યું ન હોવાથી તેનું શરીર પ્રસ્વેદથી દુર્ગંધ મારતું હતું; ચોળી ચોળીને કુમારે અડધા કલાક સુધી જળમાં રહી શરીરને સ્વચ્છ કર્યું:

પછી જળપાન કરી તૃષા છિપાવી: શરીરમાં કૈંક સ્ફૂર્તિ આવી: ને થાક ઉતરી ગયો.

પોતે સ્નાન કાર્યમાં પુષ્કળ સમય વિતાવેલો હોવાથી યોગી પોતાની રાહ જોતા હશે એમ જાણી કપડા પહેરી કુમાર, યોગીની કુટિરમાં

આવ્યો. યોગીએ એક દર્ભાસન નાખી દીધું. એટલે કુમાર તે આસન પર બેઠો:

થોડીવારમાં યોગીએ સારા સારા પકવાનો બનાવી લીધાને કુમારને જમવા બેસાડયો: ઘણાં દિવસની કડકડતી ભૂખ હતી. યોગીના હાથે પાકેલા અનાજમાં અદ્દભુત મીઠાશ હતી; અતિથી ત્રણ માણસની રસોઇ જમી ગયો: તેનો આત્મા સંતુષ્ટ થયો:

જમી પરવારી કુમારે યોગીની રજા માગી: " મહાત્મા ! હવે હૂં રજા લઇશ. "

" કુમાર ! તું કયાં જવા ધારે છે ? "

" જયાં જવાય ત્યા "

" તો અહિંજ રહી જા. આટલામાં કોઇ ગામડું છે નહિ. "

" હૂં ચાલ્યાજ કરીશ: કોઇ ને કોઇ દિવસ ગામડું આવશે. "

અતીથિનો આગ્રહ જોઇ યોગીએ આશિર્વાદ સાથે રજા આપી: સૌમ્યસિંહ યોગીને પ્રણામ કરી પંથે પળ્યો.

વિકટ ભૂમિમા કુમાર એકલો જાય છે. લાબા દિવસના ગાળા પછી પુરૂં અનાજ તથા જળપાન મળતાં તેના મુખ ઉપર સ્ફૂર્તિની છટા પ્રસરેલી છે. ચાલ પણ ઘણી ઝડપથી ચાલી રહ્યો છે. આસપાસથી સંભળાતી સિંહની ભિષણ ત્રાડો, વાઘ વરૂના ભયાનક બરાડા, કુમારના કર્ણપ્રદેશપર અથડાતા હતા; તથાપિ તેના હૃદયમાં લેશ પણ ડર જણાતો નહોતો. કોઇ ત્રાડ અત્યંત નિકટમાં સંભળાતી, ત્યારે તરત તેનો હાથ ભરેલી બંદૂક પર જતો.

સાજ સુધી તેણે અવિશ્રાંન્ત ચાલ્યા કર્યું. એક ઉંચા ટેકરાની બાજુના વૃક્ષની ડાળીએ કાંઇક લટકતું હતું, તેના તરફ કુમારની નજર ગઇ. કંઇક કુતુહલતા, અને કૈંક જોવાના આનંદથી તે દેખાતા એ વૃક્ષની

પાસે ગયો. જુએ છે તો ત્યાં એક ષોડશ યુવતી ઉંધા મસ્તકે લટકી રહી છે!

કુમાર દિંગ્મુઢ બની ગયો. તેના હૃદયમાં લાગણીનું પુર આવ્યું: "ઓ હરિ! હરિ! આ અબળાની દશા કોણે કરી?"

દયાની લાગણીથી ઉશ્કેરાઇ કુમાર વૃક્ષપર ચઢયો. અને લટકાઇ રહેલી સ્ત્રીવાળી ડાળી પોતાની તરફ ખેંચી, યત્નપૂર્વક સ્ત્રીને બંધન-મૂક્ત કરી, હળવે રહી નીચે ઉતારી:

સ્ત્રી બેભાન હતી. શુદ્ધિમાં લાવવા કુમારે પવન નાખવા માંડયો: સ્ત્રીની કાંતિ જોઇ કુમારને સ્વાભાવિકજ ઉદ્‌ગાર આવ્યા:

" અરે! મૂર્ખ મનુ કયા કયા કાળા ડાઘ દે છે? આવા વિમળ અને સરળ અંત:કરણ ઉપર પણ પોતાની નિષ્ઠુરતાનો છાપો માર્યા સિવાય નથી રહેતો. હર! હર! આ કુન્દકળીને પ્રફુલ્લ કર: "

ઘેનમાંથી આંખ ઉઘાડે તેમ તરૂણીએ આંખ ઉઘાડી: કુમારે ઉંચી દૃષ્ટિ કરી હાથ જોડયા. તરૂણી ધીમે ધીમે ઉભી થઇ કુમારના ખભાપર પોતાનો હાથ ટેકવી ડોક નીચી નમાવી કરૂણ સ્વરે કહેવા લાગી:

" દેવાંશી માનવ! ઉંચે જોઇ આપ પરમાત્માની ઝાંખી કરતા જણાઓ છો! દુ:ખીના દિલમાં વસતા દેવની ઝાંખી કરનાર દેવ! હું આપનો જીંદગીભર આભાર માનીશ."

" આભાર પરમાત્માનો: "

" આપ પરમાત્માનો આભાર માનતા હો તો ભલે; પરંતુ મને તો આપનોજ આભાર માનવા દો: મારૂં પ્રાણનાશક બંધન કાપ્યું; મારો જતો જાન બચાવી મને નવજીવન આપ્યું, તે પૂણ્યાત્માનો હું ન માનું આભાર, તો મારા જેવી બીજી કોણ કૃતઘ્ની નાર?"

"સુંદરી !" સૌમ્યસિંહે જણાવ્યું: "એમાં આભાર માનવાની કશીજ અગત્ય નથી. મ્હેં તો મારો ધર્મ બજાવ્યો છે–

અમારો ધર્મ ક્ષત્રિનો મદદ અસહાયને કરવી,
દુઃખી દેખી જીવન કોનું દયાને ઉરમાં ધરવી;
દુઃખીના દુઃખ સંહરવા, ન કરવી પ્રાણની પરવા,
કોડો જખ્મ સહી થાવું કટ્ટીબદ્ધ કીર્ત્તિને વરવા.–
અમારો ધર્મ છે એવો પછી આભાર તે શાનો ?
ઘડીભર ધર્મના પંથે જતાં આભાર કાં માનો ?

" બળ્યું ! પુરૂષને નહિ પહોચાય !"

" એમ કેમ બોલો છો ? સીધો ઉત્તર આપવાને બદલે કોઇ નૂતનજ પવનમાં કેમ ડોલો છો ?"

તરૂણીના વદન ઉપર એકાએક ભયની રેખા તરવરી. કુમાર તે જોઇ બોલ્યો: " સરળ વદનપર કેમ એકાએક ફેરફાર ? " તરૂણી બોલી: " હવે આ સ્થળને તજવામાં છે સાર–"

" કેમ વારૂ ? "

" મ્હારૂં કાળજું ધડકે છે. દશે દિશાએ હજી હૂં ભય જોઉં છૂં. આપણે વેળાસર આ સ્થાનને છોડી દઇએ તો સારૂં. "

" પકડો, આ રહ્યો શિકાર ! " પાંચ લુટારાની ટોળી ઓચિંતો હૂમલો થયો: ટોળીના સરદારે તલ્વારને તરૂણી તરફ તાકીને ઉપલું વાક્ય ઉચ્ચાર્યું:

સૌમ્યસિંહની તલ્વાર મ્યાન મુક્ત થઇ: તે બોલી ઉઠયો:

" કોણ છે જુલ્મગાર !"

" જેનો છે આ સ્ત્રિ પર અધિકાર !"

" ઓ ! પાપાવતાર ! તારો શો છે વિચાર ?" કુમારે દાંત કચકચાવ્યા.

" તું કોણ છે પૂછનાર ? "

" આ અબળાના આંસૂ લૂછનાર ! "

" ચાલ્યો જા. નહિતર ત્હારૂં મ્હોત થશે ! "

" સાચા શૂરવીરોનો મ્હોતથીજ રમત રમે છે; તારા જેવા નામર્દોજ મ્હોતથી કમકમે છે ! "

" મ્હોત શું છે ચિજ, તેથી બાયલા ડર ખાય છે !

" સાચા શૂરા ક્ષત્રિય બચ્ચા મ્હોતથી હરખાય છે '

" જીવનરક્ષામાં આટલો બધો બેદરકાર ? સરદારે કહ્યું.

" જીવન રક્ષા તો છે જગદીશ કરનાર ! "

" સાગર સિતમનો હૂં અને તું છેક નાનો બાલ છે,

કુમારે કડકાઇથી કહ્યું. " બાલ છે, પણ તુજ સમા ચાંડાલ કેરો કાળ છે ! "

" જણાય છે મુજને જવાનો આજ તારો જાન છે !

સ્હામો પડઘો થયો:

" આશ્રિતાને સ્હાય થાતાં જાન પણ કુરબાન છે ! "

" એમ છે તો હોશિયાર ! "

" ખબરદાર ! "

" તૈયાર ! "

તલ્વારોના ખનખનાટ અવાજ થયા: યુદ્ધનો આરંભ થયો. કુમારની તીખી તલ્વાર, પોતાના આખા દેહની આસપાસ વિદ્યુતવેગે ફરવા લાગી: લુટારાના સરદારે, કુમાર પર તલ્વારનો સજ્જડ ઘા કર્યો: કુમારે તે ચાલાકીથી ચુકાવ્યો. અને જોરથી શત્રુની છાતીમા તલ્વારની અણી ઘોચી. સરદાર જરા નમી ગયો. એટલામાં કુમાર બીજા ચાર જણાપર તુટી પડયો. અને તલ્વાર બાજી વાપરી: તે ચારે બહાદુરીથી લડવા છતાં કુમારની તલ્વારના ભોગ થઇ ધુળ ફાકતા થયા:

હવે કુમાર, સરદારના ઘા ચૂકવતો, સામા ઘા કરવા લાગ્યો: સરદાર પણ ચાલાકીથી કુમારના ઘા ચૂકવતો. બન્ને ખૂબ લડયા: મરણીયા થઇ મરવું કે મારવું એવો નિશ્ચય કરી લડયાં: સરદાર કુમારને વારે વારે પાછળ હઠાવે, પરન્તુ કુમાર નિરાશ થાય નહિ. સરદારે ઝપાટા પર ઝપાટા મારવા માંડયા. ઘા ચૂકવતા છતાં કુમારના હાથ પર એક ઘા પડયો, ને હાથમાંથી તલ્વાર ખનખનાટ કરતી દુર જઇ પડી: કુમારે આંખના પલકારામાં એ તલ્વાર લઇ લીધી ને ફેરવી. પુન: સરદારનો ઝપાટો એવો તો સજ્જડ લાગ્યો કે તલ્વાર ફરી દુર જઇ પડી. કુમાર મુંઝાયો. તરત ખભાપર લટકતી બંદૂક, દુશ્મન સામે તાકીને ફોડી: સરદારે તે ચૂકાવી. ગોળી અફળ ગઇ. કુમારે ભેટમાંથી તમંચો કાઢયો. તે પણ ભરેલો હતો, પરન્તુ તેનો ઘોડો દબાય ત્યાર પહેલા તો સરદારે, કુમારને બાથ લીધી. કુમારના હાથમાંથી તમંચો દુર ગયો. કુમારે બળપૂર્વક સ્હામી બાથ લીધી, અને સરદારના હાથમાંથી તલ્વાર જમીન પર પછાડી. તલ્વાર બાજીનું યુદ્ધ આમ દ્વંદ્વયુદ્ધમા ફરી ગયું: બન્ને શત્રુ બાથોબાથ આવ્યા: એક બીજા પુષ્કળ બળ વાપરે, પરન્તુ કોઇ ફાવે નહિ...કુમારે દાંત વચ્ચે હોઠ દાબીને અતિશય જોર કર્યું, ને સરદાર જમીનપર પડયો. કુમાર, સરદારની છાતીપર ચ્હડી બેઠો. સરદારે જોર કરી કુમારને બાજુપર ફગાવ્યો. ને પોતે કુમારની છાતીપર ચ્હડી બેઠો...કુમારે ઘણું જોર કર્યુ, છતાં સરદાર ડગ્યો નહિ. સરદારે, કુમારની ગળચીમા દાબ આપી, ભેટમાંથી ખંજર કાઢયું.

" બોલ, હવે તારૂં કોણ બેલી ? " કુમારે બોલવા ઘણું બળ કર્યું, પરંતુ તેનું ગળું જોરથી દબાયલું હતું. તેથી કંઇ બોલાયું નહિ.

આ તરફ પેલી તરૂણી અત્યાર સુધી ભયથી ધ્રુજતી હતી. કુમારની છાતીમાં ખંજર ભોંકાવાનો સમય આવી લાગ્યો જોઇ તેનો

ત્રુજારો ચાલ્યો ગયો. તેના હૃદયમાં શૌર્યનો આવેશ થયો. ને કુમારનો ભરેલો તમંચો લીધોઃ બરાબર, સરદારની દૃષ્ટિ પોતાની તરફ ન જાય તેમ તેણીએ તમંચો તાક્યોઃ

સરદારે, પોતાનું ખંજર ઉગામ્યું! અને તાડુકીને બોલ્યોઃ

"હીચકારા! ક્યાં ગયું તારૂં જોર?—જો આ મારૂં ખુની ખંજર તારી છાતીને ચીરી નાખી લોહીથી તરબોળ થાય છે!" એમ કહીને તે ખંજર મારવા જાય ત્યાં તો તરૂણીનો તમંચો ફૂટયો. ને ગોળી સડસડાડ કરતી સરદારનું મસ્તક વીંધીને ચાલી ગઈ: હાથમાં ખંજર સાથે સરદાર કુમારની છાતીપરથી પડી ગયો! અને પોતે કરેલા પાપોનો જવાબ લેવા યમદેવના ભયાનક દૂતોની પાસે ચાલ્યો ગયો!

---

## પ્રકરણ દશમું.

### દુ:ખી ત્રિપુટી!

"ખાવા અન્નનાં સાંસાં,
"પિવાના પાણીના ફાંફાં—
"કફોડી સ્થીતિમાં મૂકાય,
"જ્યારે ભાગ્ય પલટી જાય!"
"દુઃખોના આભ તૂટી જાય,
"નછાંય સૂખની દેખાય—
"સ્વજન સહૂ દૂર ચાલ્યા જાય,—
"જ્યારે ભાગ્ય પલટી જાય!"

ગ્રીષ્મઋતુ! વળી ઉન્હાળો! પછી તાપનું પૂછવુંજ શું? પૃથ્વી ધગધગતા અંગારા જેવી બની છે. ચારે દિશા ઝોં ઝોં સો સોં કરી

રહી છે. માયાવી મૃગજળ, પોતાની માયાજાળ વિસ્તારી તૃષાતુર મૃગોનાં પ્રાણ હરી રહ્યું છે. રસ્તે ચાલતા મુસાફરોના કંઠ, પાણી વિના પળે પળે સુકાઇ જાય, એટલો તાપ વરસી રહ્યો છે. પક્ષીઓ પણ પોતપોતાના માળામાં રહી, તાપથી અકળાઇ પાંખો ફફડાવી રહ્યા છેઃ સરિતાનાં વારિમાંથી વરાળો નિકળી રહી છે. પ્રભાકર, પોતાના પ્રખર તાપથી જળાશયોનાં વારિ શોષી રહ્યો છે. ધરાદેવીના ગર્ભમાંથી બાષ્પનો ઉદ્ભવ થઇ રહ્યો છે. જંગલવાસી સિંહ, વાઘ, વરૂ, ચિત્તા વગેરે ત્રાસદાયક જનાવરો, વૃક્ષની છાયા નીચે ધસઘસાટ ઉંઘી રહ્યા છે. આવા સમયે પેલી ત્રિપુટી એક વૃક્ષની છાંયા નીચે દેખાય છે. સુનંદાનું કોમળ શરીર, પુષ્કળ તાપથી તપી રહ્યું છે. ન્હાનો સુમન એ ખરેખર સુમનજ હતો. તેની દેહકળી આવો તાપ કેમ સહી શકે ? બ્હેનના ખોળામાં મસ્તક રાખી લોથપોથ થઇ સૂતો છે. સખિ, સુનંદાને પળેપળે ધિરજ આપીને, સુનંદાને રડતી અટકાવે છે.

પલંગથી નીચે ઉતરતા જેના પગમાં ફોલ્લા પડે એવી કોમળાંગી સુનંદા, પોતાની આ સ્થીતિ જોઇ કેમ મન મારી શકે ? ગરીબમાં ગરીબ માનવી પણ, જંગલના આવા તાપમા પીડાતો હોય, તેનાં સ્વજનોનો વિયોગ હોય, સુકાઇ જતા કંઠને ટીપા પાણીનો સ્પર્શ પણ ન થતો હોય, એવી દુઃખદાયક સ્થીતિમાં રહી પડે; તો પછી મ્હોટા લાડકોડમા ઉછરેલી, એક રાજકુમારની રાણી પોતાના ઉભરાઇ જતા હૃદયના વેગને કેમ રોકી શકે ? સખિની અત્યંત ધીરજ મળતી છતાં તેની આખોમાં આંસુ આવી જતા. અત્યારે ખોળામાં સૂતેલા સુમનના મુખ કમળ ઉપર હાથ ફેરવતાં, સુનંદાના હૃદયમા ખિન્નતાનો પ્રવેશ થયોઃ તેણે ઉદ્‌ગાર કાઢયાઃ "અહા ! પ્રભુ ! તારી કળા અકળ છે ! તારી ગતિની પાસે મહાન સમ્રાટ પણ અબળ છે ! પ્રભો !

પ્રભો ! તું સદોષ અને નિર્દોષ બન્નેને પજવે છે ! તારા ન્યાયી રાજ્યમાં આવો અન્યાય કેમ થઇ રહ્યો છે ? પાપી સુખાનંદથી તૃપ્ત થાય, અને ધર્મી દિવસ ઉગતાં નવા નવા રોગથી પીડાય, શંખણી અતુલ વૈભવશાલિની થાય, અને સતિ, દુઃખની જ્વાળામાં ખાખ થતી જાય ! ખરેખર ! તું ન્યાયી કથાય છે, પરન્તુ તારા રાજ્યમાં ભારે અન્યાય થાય છે ! ”

હૃદયના વધુ પડતા વેગે, પરમાત્માને ઉપાલંભ આપતા શબ્દો ઉચ્ચરાવ્યાઃ થોડીવારે સતિને પતિની ઝાંખી થઇ આવીઃ છાતીમાં ડુમો ભરાયો, ને આંખમાં આંસુ આવ્યાઃ

સુનંદાને રડતી જોઇ સખી બોલીઃ

“ બ્હેન ! શા માટે આપ વખતોવખત ખિન્ન થઇ આંખમા આંસુ ઉભરાવ્યા કરે છે ? ”

એક ઉંડા નિઃશ્વાસની સાથે સુનંદા બોલીઃ

“ ત્યારે શું કરૂં ? જલતા જીગરની અરજ કયાં ધરૂં ? ”

સખિએ ધિરજ આપવા માંડીઃ

પ્રારબ્ધને અનુસાર સુખ સંકટ આવે જાય છે !
શોચ કરવાથી કહો સંકષ્ટ ઓછું થાય છે ?
ગત્ જન્મના દુષ્કર્મની શિક્ષા સદાયે થાય છે,
એ ભોગવ્યા વિણ વિશ્વમાંથી છુટકો શું થાય છે ?
ચાલે નહિ જ્યા આપણું ત્યાં ધૈર્ય જો સેવાય છે,
તો સત્વરે સુખની પ્રભા પ્રકાશતી જોવાય છે. ”

“ પણ આતો મારા દુઃખની પરાકાષ્ટા થાય છે ! ”

“ દુઃખ ભોગવ્યા પછીજ સૂખના દિવસો જોઇ શકાય છે ! ”

" પણ મારી તો ધીરજ ખૂટી જાય છે! કફોડી દશાનું સ્મરણ આંખમા આંસુ ઉભરાય છે!"

અહિં સુનંદા પુષ્કળ રડી પડી:

સખિએ જાણ્યું કે " અત્યારે વધારે વાતચિત થશે. તો સુનંદા વધુને વધુ ખિન્ન થતી જશે, કારણ કે તેના હૃદયમા અત્યારે શોકનો અત્યંત વાસ થયો છે! માટે ચાલ સારંગીના સુર સંભળાવું."

બાગમાથી ન્હાસતી વખતે પાસે રહેલી સારંગી સુનંદાએ સાથે લઇ લીધી હતી. દુઃખમા ક્યારેક આશ્વાસનરૂપ થઇ પડે એમ તેનું માનવું હતુ. સખિએ સારંગી લીધી ને આગળા ફેરવ્યાં, ને પ્રસંગને લગતું સંગીત ગાવા માંડયું:

" ધીર...જ...સખિ! તું ધર......(૨)
" હા...હા...દુઃખથી તું નવ ડર......
" ધીર...જ...સખિ! તું ધર!—
" નયને ન નીર ભર,
" દિલ શોક નવ કર......ધિરજ.
" ચાલે કશું ના આપણું ત્યા ધૈર્ય દિલમાં રાખવું,
" પાષાણમય અંતર્ કરી પડતા દુઃખોને ગળી જવું;
" શાન્ત બની હશ સ્મરે...ધિરજ."

—મંગલ—

સિતારીના રણકારથી સુમન જાગી ગયો સુનદાએ તના માથાપર હાથ ફેરવી પૂછ્યુ: "ભાઇ! ભૂખ લાગી છે?"

"હા."

"ત્યારે આપાસેની ઝાડીમાંથી ફળફૂલ લઇ આવું?"

"હા."

ભાઇનું માથું સખિના ખોળામાં મૂકી સુનંદા, પાસેની ઝાડી તરફ ગઇ.

સુમન પડ્યો પડ્યો સખિના હાથમાંની સિતારના તારપર હાથ ફેરવતો હતો. અને સંગીતના ઢાળમાં ભંગ પડતો હતો. સખિએ કહ્યું: " ભાઇ ! જુઓ હું એક સારૂં ગીત વગાડું. તમારા બ્હેન એટલામાં આવશે. "

" મને ન શિખાવો ?"

" શિખવું છે ? થાઓ બેઠા. શિખાવું. "

સુમન બેઠો થયો. સખિએ ધીમે ધીમે સારીગમ વગાડવા માંડી. " ભાઇ ! બોલો: સા–રી–ગ–મ–પ–ધ–ની. "

" સા–રી–ગં–ધ–મ–ધં–ની. "

" એમ નહિ ?"

" તો ?"

" સા–રી–ગ–મ–પ–ધ–ની. "

" સા—શું બોલું ? ફરી બોલો, હું ભૂલી ગયો ! "

" સા–રી–ગ–મ–પ–ધ–ની. "

" સા–રી–ગં–ધ–મ–ધ–ની. "

" સા–રી–ગં–ધ, નહિ ? "

" સા–રી.........."

" ગ–મ. "

" સા–રી–ગ–મ. "

" હા. એમ. બોલો પછી–પ–ધ–ની. "

" પ–ગ–ની. "

" પ–ધ–ની ! "

" પ-ધ-ની. "

" બધુ સાથે હવે બોલોઃ સા-રી-ગ-મ-પ-ધ-ની. "

" સા-રી-ગ-મ-પ-ધ-ની. "

" હા. એમ. આવડ્યુ તો ખરૂં. "

" શું ન આવડે ? મને તો બધુયે આવડે." સુમનના સ્વરમા અભિમાન હતું:

સુમનને હવે ભુખનું સ્મરણ થયું: " બ્હેન ! કેમ ન આવ્યા ? મને તો ભુખ કકડીને લાગી છે ! "

" હમણાં આવશેઃ "

પા કલાક ગઇ, પરન્તુ સુનંદા ન આવી. ભાઇની ભુખ વધી:

" મને ભુખ લાગી છે ! "-તરસ લાગી છે ! "

" ભાઇ ! આકળા ન થાઓ. બ્હેન હમણાં આવશે. "

" આટલી બધી વાર ? "

" એતો જુઓને આટલામાં ફળફુલ ન મળે તો જરા આઘા ગયા હોય. "

સુમન સુતોઃ સખિ, સિતારને એક બાજુએ મકીને સુમનના વદન તરફ જોતી બેઠી:

પા કલાક વધુ ગઇ. ને સુનંદા ન આવી. સુમન જાગી ઉઠયો. ભુખ હોય ને ઉંઘ ક્યાથી આવે ? તે બેબાકળો બોલી ઉઠયોઃ

" બ્હેન ! આવ્યા ? "

" ના, ભાઇ ! "

" મારો જીવ જાય છે. મને ભુખ લાગી છે-તરસ લાગી છે ! "

સખિ, વિમાસણમા પડીઃ જે દિશા તરફ સુનંદા ગઇ હતી, તે તરફ નજર ફેંકી:

"મારો ભુખે-તરશે જીવ જાય છે! ખાવા આપો-પાણી આપો."

જરા દુર કાગડા ઉડતા જણાયા. સખિએ જાણ્યું કે ત્યાં ન્હાનું મોટું જળાશય હશે. તેણી ઉઠીને ભાઇને કહ્યું:

"ભાઇ! જુઓ સામે પાણી હોય એમ જણાય છે. હું ત્યાંથી તમારા સારૂ પાણી લઇ આવું. બ્હેનબા હમણાં આવશે!"

સુમન કાંઇ ન બોલ્યો: ભુખ તરશથી તેનો જીવ આકુળવ્યાકુળ થતો હતો.

સખિએ વૃક્ષપરથી એક પત્ર તોડ્યું. ને તેનો પડીયો વાળી પાણી લેવા ગઇ: અહો! શી દશા! જેના જળપાન સારૂ ચાંદી-સુવર્ણના લોટા-પ્યાલા સેંકડોબંધ હોય, તેવા એક રાજકુટુંબીના જળપાન માટે પત્રનો પડીયો! ખરેખર! સમયની બલિહારી છે!

વાંચક! તું સમયને માન આપજે. સમયે ન બને તેવું કાંઇ નથી. સમય બદલાય છે, ત્યારે ખાવાના પણ સાંસા પડે છે. મિત્રો, શત્રુની ગરજ સારે છે. કુટુમ્બીઓ સામું પણ નથી જોતાં. ભાઇ, બ્હેન પણ દુઃખમાં ભાગ નથી લેતા: સમયનો પલટો થતાં કોઇ સાથી નથી થતું.

સ્વપ્નાં ન આવે સૂખના જ્યારે સમય બદલાય છે!"

દેખાતા નજીક, પરંતુ વાસ્તવ દુર આવેલા સંભ્રમ સ્થાનમાં સખિ આવી પ્હોંચી. પણ ત્યાંતો ખાલી કાગડા ઉડતા હતા. પાણીનું નામ નિશાન પણ ન હતું. આ જોઈ સખિની આંખમાંથી ચોધાર આંસુ વહ્યાં. ભાઇની શી દશા થશે?" એ વિચારે તેને મુંઝવી નાખી, ચોપાસ દૃષ્ટિ દુર દુર સુધી ફેંકી જોઇ, પરન્તુ ક્યાંય પણ જળાશયના ચિહ્ન ન દેખાયા. તેની છાતી ઉછળવા લાગી-હૃદય ધબકવા લાગ્યું. પગ નરમ પડી ગયા. હાથમાંનો પડીયો પડી ગયો!

સમસ્તાંગ કમ્પી ઉઠયું: મગજ ફાટી જવા લાગ્યું. અને એવી દશામાં તે મુર્છા ખાઇ પૃથ્વીપર પટકાઇ પડી !

" પાણી ! પાણી ! " કરતો ન્હાનો સુમન તરફડતોજ રહ્યો !

ખરેખર ! गतिर्विधातु कथिता विचित्रा ॥ વિધિનાં ખેલ વિચિત્રજ છે ! એની ગતીને પાર પામવા કોણ સમર્થ છે ?

બાળના આત્માની તૃપ્તિ માટે ખરા બપોરે, ઉઘાડા પગે, કાંટા ઝાંખરાની પણ દરકાર છોડીને સુનંદા, નજીકની ઝાડીમા ફળ-ફુલ લેવા ગઇ તે તેના ઠેકાણે રહી, પાણી લાવવા માટે સખિ, પોતાના સઘળા જોરને એકત્ર કરીને દોડી ગઇ, તે ત્યાંજ મુર્છા ખાઇને પડી !

વધારે વખત જતાં સુમન અકળાયો. તરશે તેનો કંઠ સુકાતો હતો. ભુખ્યા તેનો જીવ લેવાતો હતો. ઉભો થયો ને આજુબાજુ નજર કરી. પરન્તુ કોઇ આવતું જણાયું નહિ. તનશુદ્ધિ ભુલાઇ; ને તે એક 'હાય' મારી પૃથ્વીપર પડી ગયો !

તેના ગળામાથી મહામુશીબતે અવાજ નિકળતો હતો.

" પાણી ! પાણી ! "

## પ્રકરણ અગીયારમું.

### દુઃખની વ્યાખ્યા ?

" જે મનુષ્ય દુઃખમુક્ત થવા માગતો હોય; તેને જરૂરનું છે કે તે પોતાને પ્રાપ્ત દુઃખ પાસેથી કંઇ પણ જ્ઞાન ગ્રહણ કરવાનો યત્ન કરે "..." મનુષ્યને અનાયાસે આવી મળતા સુખ દુઃખો પરમાત્માની ઇચ્છાનેજ આભારી છે. તેથી તે શાંતતાથી ભોગવવ. "......"

" कंचनकण. "

રાત્રિ સમ્ સમ્ અવાજ કરતી ચાલી જતી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું ગગનમંડળમાં તારલાઓ અને નક્ષત્રો પોતાનાં પ્રકાશથી અંધકારને દુર કરવા મથતા હતા. કૃષ્ણપક્ષ હોવાથી વિશેષ અંધકાર હતો. મલ્લાબસિંહ અત્યારે પોતાના શયનભુવનમાં ખિન્ન મુદ્રાએ પલંગમા બેઠો હતો. ઘણાં દિવસો થયા ચારે દિશાઓમાં તપાસ કરવા માટે રોકેલા ઘોડેસ્વારો હજી સુધી કાંઇ પણ પત્તો લાવીને પાછા ફર્યા ન હોવાથી, કુમારના મિલનની આશા સફળ નહિ થાય એમ માનીને તે મ્હોટા ગભરાટમાં પડયો છે પળે પળે કુમારનું સ્મરણ કર્યા કરે છે, આંખમાં આસુ ભરે છે. અને મન સાથે વિચાર પ્રદેશમા વિચરે છે.

"સૌમ્યસિંહ! તું ક્યાં છે? જ્યા હો ત્યાંથી દોડી આવ. મારા પ્રાણ જવાની તૈયારીમાં છે તારા વિના મને મુદ્દલ ચેન પડતું નથી. જો કે મ્હેં તારો અક્ષન્તવ્ય અપરાધ કર્યો છે, એટલે તું મારા તરફ દૃષ્ટિ પણ ન કરે એ સ્વાભાવિક છેઃ પરન્તુ હું હાથ જોડીને વિનવું છું કે મારો અપરાધ ક્ષમા કર.... પિતા જાણીને ક્ષમા કર. અને તારૂં મુખકમળ મને બતાવ, પ્યારા પુત્ર! તારા હૃદયને અકાળે છિન્ન ભિન્ન કરવા જેટલા મહા પાપના પશ્ચાતાપનો કીડો મ્હારૂં કાળજું કોરી ખાય છે! પરિતાપનો અગ્નિ મ્હને ભયંકર સ્વરૂપમાંદે ખાય છે! તું નહિ આવે—તારૂં મનોહર મુખ મને નહિ બતાવે—તો એ અગ્નિની ગગનગામી મહા જ્વાળામાં મારા દેહની ભસ્મ થઇ જશે! માટે કુમાર! ગમે ત્યાં હો ત્યાથી સત્વર મ્હારી પાસે હાજર થા. અરેરે! પણ હું આ શું બોલું છુ? કુમાર ક્યાં છે? નથી, તો પછી કોને સંભળાવું છું? કુમાર તો કોણ જાણે ક્યાંય હશે! સિંહ, વાઘના સપાટામા કદાચ આવી ગયો હશે, તો હૂં ક્યાંથી મળી શકીશ? અને

કુમારનાં દર્શન વિના હું જીવન પણ કેમ ટકાવી શકીશ ?—હાય ! મ્હારા જેવા ક્રૂર-નિષ્ઠુર આત્માને ધિઃક્કાર છે ! શતકોટી ધિક્કાર-છે. મ્હે. આંધળાએ મૃગજળને ખરું જળ માની લઇ હાથે કરી પાય-આલી વ્હોરી લીધી. શુદ્ધ ગંગાના શુદ્ધ જળનું માહાત્મ્ય ન સ્હમજતા ગટરના ગંદા પાણીમા ડુબી ગયો ! સારાસારનો વિચાર ભુલી ગયો ! સત્યાસત્ય સ્હમજવાનું વિસરી ગયો ! એક સ્ત્રીના મોહપાશમાં બદ્ધ થઇ મ્હેં મારી આખી જીંદગીને ઝેર સમાન કરી નાખી ! મારા જેવો અબુદ્ધ દુનિયામા બીજો કોઇ નહિ હશે ! ”

ઉપર પ્રમાણે તે બોલી રહ્યો છે. રૂમાલવડે આંખમાંના આસુ લૂછે છે. દશનો અમલ થયો છે છતાં તેને હજી ઉંઘ આવતી નથી.

બાજુના પલંગમા વિજયા ઘસઘસાટ ઉંઘતી પડી હતી. તે પતિના ઉપરના ઉદ્દગાર સાંભળીને જાગ્રત થઇ ગઇ. પતિને રડતા જોઇ, પતિના પગ દાબવા મંડી ગઇ; અને દિલાસો આપવા લાગીઃ

“ નાથ ! શું તમે રડો છો ? ”

“ હા. મ્હારા નસિબમાં હવે માત્ર રડવાનુંજ બાકી રહ્યું છે ! ”

“ **गतं नशो चामि** ! ગયેલી વાતનું વિસ્મરણ કરી મનને આનંદમાં રાખો. ”

“ મ્હારા આનંદનું તો મેં ખૂન કર્યું છે ! ”

“ તમે ઉન્માદમાં તમારા આત્માને મિથ્યા દુઃભાવો છો !

“ વિજયા ! આ ઉન્માદ નથી ”

“ ત્યારે શું છે ? ”

“ મહાન્ પશ્ચાત્તાપ છે ! ”

“ પાપનાં પશ્ચાત્તાપ શું રડવાથી થાય છે ? ”

“ રડવાથી હૃદયનો ભાર કૈંક ઓછો થાય છે ! ”

" એ માનવા જેવું નથી ! "

" તું ન માને, પણ હું માનું છું ! કારણ કે હું એવું અનુભવું છું ! જ્યારે મ્હારૂં હૃદય કુમારની સ્મૃતિ થઇ આવતાં અત્યંત ઉભરાઇ જાય છે, અને મને વીંછીના ડંશ જેવી તીવ્ર વેદના થાય છે, ત્યારે રડીરડીને એ વેદના હૂં મટાડું છું !–અને થોડા સમયના માટે મટી પણ જાય છે ! "

" પાછું તો એના એજને ? રડવાથી કદાચ થોડા સમયના માટે ઠીક રહેતું હશે ! "

" ત્યારે તું કહે કે લાંબો સમય ટકે એટલી શાંતિ કયા ઉપાયે મળે "

" ઉપાય રહેલો અને સુગમ છે. અને તે એકે તમારા હૃદયને વિચારમાં વાળોઃ કે મનુષ્યને દુઃખ આવે છે તે શામાટે છે? "

" તુંજ કહે શા માટે દુઃખ દેખાય છે ? "

" દુઃખ આવે છે; એ પરમાત્માની ઇચ્છાથી આવે છે. અને એટલા માટે આવે છે કે મનુષ્ય દુઃખના સહવાસથી કંઇ સામર્થ્ય કે જ્ઞાન પ્રાપ્ત કરી શકે ! પ્રાપ્ત દુઃખથી કંટાળવું, કે તેના ઉપર આંસુ પાડવા એ કશા કામનું નથી. દુઃખના પગથીયાપર થઇનેજ સુખની ટોચે જવાય છે ! જેમ પાઠશાળામાંથી જ્ઞાન પ્રાપ્ત કરી ઉંચે દરજ્જે વધનારને, પ્રાપ્ત સંયોગના આજ્ઞાનુવર્ગી અને નમ્ર રહી અઘરા પાઠોના અભ્યાસ કરવા પડે છે; તેમ દુઃખના અઘરા પાઠોમાંજ સર્વોત્તમ સદ્ગુણો–નું સ્વરૂપ સાક્ષાત્કાર થાય છે ! વળી દુઃખને અંતઃકરણમાં સ્થાયી કરી રાખવું એ એક જાતની મૂર્ખતા કે ઇશ્વરદત્ત બુદ્ધિ અને જ્ઞાનથી થવી જોઇતી ચંપૂર્ણતામાં સંપૂર્ણતા છે. ખરેખર એવું કોઇપણ દુઃખ નથી કે જે મૂર્ખતામાંથી ઉત્પન્ન થયેલ ન હોય !–"

ગુલાબસિંહ વચ્ચે બોલ્યો: " ખરેખર ! "

" છતાં એવું એક પણ દુઃખ નથી હોતું કે જે મનુષ્યને કલ્યાણના માર્ગપર ન લઇ જાય. તમેજ કહો કે–કુમારના તમે કરેલા તિરસ્કારથી તમને જે દુઃખ થાય છે, તે દુઃખમાથી તમને એક તો એ જ્ઞાન મળ્યું કે સ્ત્રીમા લુબ્ધ રહેવું ન જોઇએ. બીજું એ કે સાહસ ન કરતાં દરેક બાબત ઉપર સંપૂર્ણ વિચાર કર્યા પછી આગળ પગલું ભરવું જોઇએ...કહો, નાથ ! ખરૂં કે નહિ ? "

" વાહ ! તારા આટલા બધા જ્ઞાનની તો મને આજેજ ખબર પડે છે ! તારા આજના ઉપદેશથી મને સમજાય છે કે દુખ સુખની ખરેખરી વ્યાખ્યા એમજ હોવી જોઇએ કે–ખરો સુખી એજ કે જે સદા આનંદમાંજ એટલે કે કશા પણ ઉદ્વેગ વગરના અંતઃકરણયુક્ત રહી શકતો હોય, અને દુઃખી એજ કે જે હમેશા નિરાનંદ કે ઉદ્વેગયુક્ત રહેતો હોય." અને એટલા માટે હૂં આજથી મારા હૃદયમાના ઉદ્વેગને રજા આપી તેનું સ્થાન આનંદને આપીશ. કુમારની ગેરહાજરીથી જો કે કોઇ કોઇ વખત મને લાગી આવશે તોપણ હું કદિન ફરી મુખ ઉપર ઉદાસિનતાના ભાવો નહિ આવવા દઉં વળી કુમારના દર્શન નહિ થાય એથી નિરાશા હજી નથી. કારણ કે તપાસ અર્થે મોકલેલા માણસો હજી નિરાશાજનક વર્ત્તમાન આવ્યા નથી. ઇશ્વરેચ્છા હશે, અને ભાગ્યમાં પુત્રની સેવા દર્શનનાં લાભ નિર્માયા હશે, તો કુમાર અવશ્ય વ્હેલો મોડો મળશેજ ! હા ! પણ તેને મ્હેં વિના વાંકે શિક્ષા કરી એટલા માટે મને બહૂ લાગી આવે છે ! "

" એનું નામજ વાત્સલ્ય: એનું નામજ વડીલત્વ. એનું નામજ સહૃદયતા: "

× × ×

" આમ ક્યાં સૂધી પગ દાબ્યા કરીશ ? " ગુલાબસિંહે કહ્યું.

" આપ નિદ્રાવશ થાઓ ત્યાં સૂધી. સુઇ જાઓ. રાત અડધી જવા આવી છે. "

ગુલાબસિંહ સૂતો. વિજયા પગ તળાંમતી બેઠી: દુઃખની સત્ય વ્યાખ્યા સમજી આનંદનું મહત્ત્વ જાણવા પામેલો આત્મા જરાવારમાં નિદ્રાદેવીના ખોળામાં લેટી પડ્યો !

## પ્રકરણ બારમું.

### તરૂણીની કથા.

" કૈં કૈં મૃદુ સુમન શી મૃદુ કન્યકાના,—
" આત્મા અધમ માનવીથી રીબાતા:
" સંસારીના રસહીણાં ઉરના વિલોકે,
" સૌન્દર્ય આ વિશ્વનું ના પિછાને !"

—મંગલ.—

લુંગારાના સરદારના પડી જવાથી સૌમ્યસિંહ ઉભો થયો. અને સરદારના શબ તરફ જોઇ રહ્યો: પેલી સુંદરી સૌમ્યસિંહની નજીક આવી. અને પોતાના મધુર સ્વરે બોલી:

" પ્રતાપી પુરૂષ ! આપની શુરવીરતા તો અગાધ જણાય છે ! "

" અને આપની પણ-"

" હું આપની પાસે કઇ વિસાતમાં ? "

" જો તમે તમંચો ન વાપર્યો હોત, તો આજે મ્હારૂં મૃત્યુ હતું: "

" એટલાથી હું કાંઇ તમારી તુલનામાં ન આવી શકું. આપે એકલાએ ચાર જણાંનો સંહાર કર્યો: "

" હવે એ વાત જવા દો. અને કહો કે તમે આ જંગલમાં કેમ છો ? "

" અને તમે પણ આવા જંગલમાં એકલા કેમ છો ?

" હું કહીશ. પરન્તુ મારી વાત કરતાં તમારી વાતમાં એ વિશેષતા છે કે મ્હેં તમોને ખરાબ દશામાં લટકતા જોયા હતા. અને મારા સંબંધમાં એવું કશું નથી ! "

" તો સાંભળો મ્હારી કથાઃ " એમ કહી સુંદરીએ કહેવા માંડયું:

" મ્હારૂં નામ ચંદ્રપ્રભા છે. મંગળગઢના મહારાજાની હું પુત્રી છું ! અમે ત્રણ બ્હેનો છીએ. બીજીનું નામ મણિ અને સૌથી ન્હાનીનું નામ કિશોરીઃ–

કિશોરીનું નામ સાભળી સૌમ્યસિંહ ચમક્યો. પરન્તુ વધારે વાત સાંભળવાની જીજ્ઞાસા થતા તત્ક્ષણ કંઇ પણ બોલ્યો નહિ.

" મણિ સૌથી મ્હોટી. અમારા પિતા થોડા દિવસ થયા સ્વર્ગવાસિ થયા અને તેઓ નિઃસંતાન હોવાથી સઘળી મિલકત અમને ત્રણેને સરખે ભાગે વ્હેંચી લેવા જણાવ્યું પરન્તુ મણિના મનમાં સઘળી મિલ્કત પોતાને પચાવી પાડવાની ઇચ્છા ઉદ્‌ભવતાં તેણે મને અને કિશોરીને એક જલ્લાદને સોંપી અને ફરમાન કર્યું કે આ બન્નેને જંગલમાં લઇ જઇ ફના કરો. જલ્લાદ બિચારો શું કરે ? કારણ કે અમારા પિતાના અવસાન પછી મણિજ રાજમાં પોતાની આણ ફેરવતી હતી. તેથી સૌ મણિને માન આપતા. હવે જલ્લાદે શું કર્યું ? અમને બન્નેને એક રથમાં બેસાડી અને રથ હાંકવા પોતે બેઠો.

અમે પૂછ્યું કે ક્યાં લઇ જવા ધારો છો ? મણિના દુષ્ટાશયની અમને ખબર પડી ગઇ હતી અને તેથીજ અમને શક આવતાં ઉપરનો પ્રશ્ન કરેલો. જલ્લાદે કંઇ પણ જવાબ ન આપતાં રથ હાંકયાજ કર્યો. એક નીબીડ અરણ્યમા રથને લાવી અમને નીચે ઉતારી અને કહ્યું કે તમને મારી નાખવી છે ! અમે બન્ને ભયથી કંપવા લાગ્યા. અમે હાથ જોડી ઘણા કાલાવાલા કર્યા; પરંતુ જલ્લાદે કશું પણ ધ્યાન ન લીધું અને તલ્વાર મ્યાનમુક્ત કરી. પરંતુ રામ રાખે તેને કોણ ચાખે? અમારાં આયુષ્ય લાંબા હશે એટલે જલ્લાદે તલ્વાર મ્યાનમુક્ત કરી તો ખરી, પરન્તુ તરતજ પાછી તલ્વાર મ્યાન કરી, અને અમને કહ્યું:

" બ્હેનો ! તમારા કોમળ દેહનું છેદન હું નહિ કરૂં. તમને જીવતી છોડી મૂકું છું. તમે તમારા રસ્તે પડી જાઓ. હું જઇને કહીશ કે ઠાર કરી નાખી ! "

જલ્લાદ રથને હાંકી પાછો ગયો અમે અથડાતી કૂટાતી જંગલમાં આમતેમ ચાલ્યા કરતી હતી. એક દિવસ અમે બન્ને એક ઝાડ નીચે સૂતા. ઘણા દિવસ ચાલી ચાલીને, ભુખ્યા તરસ્યા આત્માને એટલોતો થાક લાગ્યો હતો કે અમે જરાવારમા ગાઢ નિદ્રાને વશ થઇ ગયા. આશ્ચર્ય એ થયું કે હું જ્યારે જાગી ત્યારે હું એકલી એક ભોંયરામાં કેદ થયેલી હતી !

આ ભોયરૂં આ જંગલમાંજ આવેલું છે. તેમાં લુટારાનો વાસ છે. લુટારાનો સરદાર અમે જે ઝાડ નીચે સૂતેલી હતી, તે નીચેથી અમને બન્નેને અહિં ઉપાડી લાવ્યો હશે એમ મેં કલ્પ્યું; પરન્તુ મે ઘણી તપાસ કરી છતાં મને ભોંયરામાં કયાંય પણ કિશોરી ન દેખાઇ. હું હવે બ્હેનની વધુ તપાસની વાત છોડી દઇ મારા સિયળના રક્ષણ માટેનો માર્ગ શોધવા લાગીઃ હું અદ્યાપિ પર્યંત અવીવાહિતા છું.

મ્હારા પિતા મ્હને પરણાવવાની તજવીજમાં હતાં, ત્યાં તેમનું અવસાન થયું! મારા હૃદયમાં એ ભયનો સંચાર થયો કે મારૂં પવિત્ર જીવન, બદમાશોના હાથે અપવિત્ર થશે! પણ પરમાત્માનો પાડ કે હું પવિત્ર રહી શકી. આપને જરૂર અજાયબી લાગશે કે હું બે વરસ બદમાશોના પંજામાં સપડાએલી હતી, છતાં કેમ પવિત્ર રહી શકું? અને આ પ્રશ્ન સ્વાભાવિકજ ઉદ્ભવે: કારણ કે સ્ત્રીને ઉપાડી જનાર બદમાશ, સ્ત્રીને જેમ બને તેમ વેળાસર ભ્રષ્ટ કરવા તલપાપડ હોય, અને તેના પંજામાથી એક નિરાધાર નારી પવિત્રપણે છૂટી શકે એ ખરેજ ન માનવા જેવું છે, પરંતુ હું સત્ય કહું છું કે હું ભ્રષ્ટ નથી બની. વાત એમ બની કે જે દિવસે બદમાશ મારૂં હરણ કરી ગયેલા તે દિવસેજ તે, પાંચ સાતની ટોળી લઇને ભોંયરા બહાર ચડ્યો ગયો હતો. શા કારણથી ગયો હશે તેની ખબર અદ્યાપિ મને નથી પરંતુ એમ અનુમાન થઇ શકે કે તે કોઇ શિકારને પકડવા ગયો હશે! અસ્તુ. પાંચ સાત દિવસો થવા છતા તે આવ્યો નહિં. હું મનમાં ઝૂર્યા કરતી હતી કે એ આવશે ને મને દુઃખ દેશે–રીબાવશે. મારી નાખશે; પરંતુ જેનું કોઇ નથી હોતું તેનો પરમેશ્વર મદદગાર હોય છે! ભોંયરામા મ્હારી દેખરેખ રાખનાર એક ડોસી હતી. તેને મ્હેં મારા ગળામાંનો હાર આપી દીધો. ને મેં કહ્યું: "મા, મને જવાબ આપો."

તેણે કહ્યું. "ક્યાં?"

મ્હેં ભયથી કંપતા અવાજે કહ્યું: "આ ભોંયરા બહાર."

તેણે કહ્યું: "જવા તો દઉં, પરંતુ મારૂં મરણ થાય."

મેં કહ્યું: "મ્હને જવા દો. ભગવાન્ તમારૂં ભલું કરશે!" એમ કહી મેં મારા હાથમાંની બહુ મૂલ્ય એક વીંટી તને બક્ષિસ આપી: વિંટી લઇ ડોસીએ મને જવા દીધી. અને હું ભોંયરા બહાર આવી.

મ્હારી છાતી ધબકતી હતી. ભય માતો ન હતો, શ્વાસ વધારે હતો, બહાર આવી કે તરત પાછું પણ જોયા વગર હું દોડીઃ એ રીતે એ પાપીઓના પંજામાંથી હું છૂટકા પામી. અને મ્હારૂં જીવન ભ્રષ્ટ ન થયું. હવે હું આ વૃક્ષપર લટકતી હતી તે વાત કહું: હકીકત એમ બની કે હું દોડી જતી હતી-" હમણા કોઇ પાછળ આવશે." એ બ્હીકને લઇ પડતી પડતી પણ દોડી જતી હતી. કઇ દિશા તરફ હું જઉં છું તેનુ મને ભાન ન હતું. મ્હારૂં એકજ ધ્યેય હતું ને તે એ કે જેમ બને તેમ ભોયરાથી વધારે દૂર નિકળી જવું: ભોંયરા બહાર હું સવારે નિકળી હતી. અને સાંજ પડતામાં તો હું ઘણે દુર આવતી રહી હઇશ. કારણ કે એક મીનિટના પણ વિશ્રામ સિવાય મારા સઘળા જોરને એકઠું કરી પુર વેગે દોડી હતી સાંજ પડીને મારા પગ ભાંગી ગયા. છતાં પણ હિંમત ધરી હું પગને ફરફેરી દોડવા લાગીઃ અંધારૂં થયું. રાત્રિ પડી ને મ્હેં દોડવાનું પડતું મૂક્યું ને ધીમે ધીમે ચાલવા લાગી: થોડી થોડીવારે વિકાળ ત્રાડો સંભળાતા ને હું ધ્રુજી જતી. જીવન-દોરી પરમાત્મને હાથ છે એમ ધારી મને વધારે ભય ન થતાં હૂં એક વૃક્ષ નીચે આડી પડી. આખા દિવસનો થાક લાગેલો તેથી હૂં ગાઢ નિદ્રાને આધીન થઇ.

પ્રભાત થયું ને હૂં ઝબકીને જાગી ઉઠી: ઉંઘ સારી રીતે આવી હોવાથી થાકનુ જોર ઘટી ગયુ હતું. પગમાં નવું ચેતન આવ્યું ને હૂં પાછી ચાલવા લાગી. જરા થોડે ગઇ ત્યાં પેલો ભોંયરાનો માલીક કે જે મને ઉપાડી ગયો હતો તે, પોતાની ટોળી સાથે મારા સામે મળ્યો. ને મને પકડી, તેઓ શિકાર અર્થે જતા હતા, ને મને સાથે કેમ લઇ જાય! સરદારે પોતાના સાથીને એક વૃક્ષની ડાળીએ ઉંધા મસ્તકે લટકાવી આવવા કહ્યું. તે સાથીએ મને આ વૃક્ષની ડાળીએ ટાંગી:

હું એક કલાક લટકતી રહી અને ત્યાં તમે આવ્યાને મને બંધનમુક્ત કરી. અને ત્યાર પછી જે બન્યું તે આપ જાણો છો."

કુમારે બરાબર સાભળી લીધું અને પછી બોલ્યો:

"ચંદ્રપ્રભા! કિશોરીની કાઇજ ભાળ ન મળી?"

"ક્યાંથી મળે? અમે જ્યા સૂતા હતા ત્યાંથી કોણ જાણે શું થયું કે અમે ભેગા ન રહ્યા. તે ક્યાં ગઇ હશે તે પ્રભુ જાણે! અરે! એ કોણ જાણે શું દુઃખમાં હશે!"

"ચંદ્રપ્રભા!" સૌમ્યસિંહે કહ્યું. "કિશોરી સંબંધી મને થોડી માહીતી છે."

"તમને? ઘણું આશ્ચર્ય થવા જેવું!"

"હું જંગલમા ફર્યા કરતો હતો ત્યાં એક દિવસ મેં એક સિંહની ત્રાડ સાભળી. મ્હેં ભરેલી બંદૂક ફોડી ને મ્હારા કાનપર એક તીણી ચીસ પડી. જે તરફથી ચિસ સંભળાઇ તે તરફ હું ગયો ને જોઉં છું તો કિશોરી નીચે પડી ગઇ હતી. અને એક વિકાળ સિંહ તેની છાતીમાં પંજો મારવાની તૈયારીમાં હતો. મ્હેં એક તીર માર્યું, ને સિંહનો નાશ કર્યો. કિશોરી થોડીવારે, જાગ્રત થઇ. અને મેં જોયું તો તેના જમણા હાથમાં મારી બંદૂકની ગોળી વાગી હતી. મ્હેં એ ઘા પર ફેંટો ફાડીને પાટો બાંધ્યો ને થોડીવારે જખ્મમાંથી ખૂન બંધ થયું. પછી મારા કહેવાપરથી તેમણે પોતાનો ઇતિહાસ કહેવા માડયો. પરન્તુ એક નામ કહ્યું ત્યાતો મ્હારા અશ્વે હણહણાટી કરી ને હું અશ્વ લેવા ગયો. અશ્વ જરા દુરના ઝાડે ટેકવ્યો હતો. હું ઉતાવળે જ્યા અશ્વ ટેકવ્યો હતો, ત્યા ગયો ને જોઉં છું તો ત્યાં અશ્વ ન હતો. ત્યાથી તત્કાળ પાછો ફર્યો ને જોઉં છું તો કિશોરી ન મળે! કાઇ ન સમજણ પડે એથી ચમત્કારિક ઘટના બની. કિશોરી ક્યાં ગઇ તેતો પ્રભુ જાણે!"

" અરરર ! કિશોરી પણ મહા દુઃખમાં !–વીર ! આપે મ્હારો જાન બચાવ્યો, ને સાથે મ્હારી બ્હેનનો પણ જાન બચાવ્યો. આપ શુરવીરના ચરણમાં મ્હારા પ્રણામ હો ! " ચંદ્રપ્રભા સૌમ્યસિંહના ચરણમાં નમી પડી.

સૌમ્યસિંહે તેનો હાથ પકડી બેઠી કરી. ને પૂછ્યું: " તમે બન્ને બ્હેનોને વિખુટા પાડનાર, અને તમારૂં હરણ કરનાર આજ સરદાર કે બીજો કોઇ ? "

કુમારે, સરદારના શબ તરફ દૃષ્ટિપાત કર્યો.

" હા. એજ નરાધમ. " ચંદ્રપ્રભાએ કહ્યું:

" ચંદ્રપ્રભા !" સૌમ્યસિંહે કહ્યું: "હવે તમારો શો વિચાર છે ?"

" તે તમે જાણો. મારી જીવનદોરી તમારા હાથમાં ! "

" હું તમારૂં પ્રાણાંતે પણ રક્ષણ કરીશ. "

" ને મને—" ચંદ્રપ્રભાના નયનો લજ્જાથી નીચા ઢળી ગયા.

" શું તમને ? "

" આપે મને પત્ની તરીકે સ્વીકારવી પડશે ! "

સૌમ્યસિંહ, ચંદ્રપ્રભાના વદન તરફ અનિમિષ નયને જોઇ રહ્યો. ચંદ્રપ્રભા, અવનત વદને જમીન ખણવા લાગી: પરસ્પરના હૃદયમાં પ્રેમના અંકૂરો ઉગી નિકળ્યા:

## પ્રકરણ તેરમું.

### બદમાશોની બાદશાહી.

" સદ્ધર્મને નીતિ તણો-
" પરિત્યાગ દીલથી થાય છે,

" પ્રભુથી ડરે નહિ લેશ ને-
" ગર્વે ઘણો ફૂલાય છે
" નિજ સ્વાર્થના આવેશમાં-
" સત્કર્મને વિસરાય છે,
" એવા મનૂષ્યો વિશ્વમાં-
" બદમાશથી ઓળખાય છે ! "

—मंगल—

રમણિય પ્રભાત હતું: રાત્રિનો અંધકાર લય પામી ભાનુના કિરણો પ્રસરી રહ્યા હતા. દેવસ્થાનોમાં પ્રભાતના ઘંટનાદ થઇ રહ્યા હતા: જાનવરો, બંધનમુક્ત થઇ આનંદથી ચારો ચરવા જતા હતા. આ સમયે જંગલની એક ઘટા ઘોર ઝાડીમા બે પુરૂષો વાર્ત્તાલાપ કરી રહ્યા છે:

એકે કહ્યું: " સુવર્ણની મૂર્તિ કયારે બનાવશો ? "

" તમે કહો ત્યારે-પણ-"

" પણ શું ? "

" એક મુશ્કેલી છે ને ? "

" શી ? "

" આ જંગલમાં કોઇ મનુષ્ય ક્યાંથી મળી શકે ? "

" પ્રયાસને બધું સાધ્ય છે ! "

" તો જાઓ તપાસ કરો. કોઇ મળી આવે તો મંત્ર જપું; ને સુવર્ણની મૂર્તિ બનાવી આપું: "

" હું જાઉં છું, ત્હમે તે માટેની તૈયારી કરો: "

" તૈયારી કરતા તો કશોયે વિલંબ નથી. જો કોઇ કાળા માથાના માનવીનો ભેટો થાય તો--"

" થશે. ઇશ્વરની આસ્થા રાખો. "

એક પુરૂષ ત્યાંથી ચાલી નીકળ્યો: ધ્યાનપૂર્વક સઘળે જોતો હતો. ખાડા, ટેકરા, ઝાડી, ખિણો વગેરે સર્વત્ર તે તપાસ કરવા લાગ્યો. બપોર થયા છતાં તેને કોઇ દેખાયું નહિ. નિરાશ થઇને પાછો જતો હતો; ત્યાં ભાઇના માટે અહાર શોધવા ફરતી સુનંદા ત્હેની દૃષ્ટિએ પડી. દોડ્યો, ને સુનંદાના મુખમાં ડૂચો દીધો. સુનંદા અકળાવા લાગી. બને તેટલું જોર કરવા લાગી; પરન્તુ પુરૂષના બળ પાસે તેનું કાંઇ કામ ન આવ્યું: ખાંધપર નાખી તે સ્વસ્થાનક પ્રતિ ચાલ્યો. તેનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. ત્વરિત ગતિએ તે પોતાના સાથી પાસે આવ્યો ને કહ્યું:

" લ્યો; પરમાત્માનો કૃપાપ્રસાદ ! "

સુનંદાને એક વૃક્ષનાં થડ સાથે બાંધી. સુનંદા દયામણા ચ્હેરે કરગરવા લાગી:

" ભાઇઓ ! મને ન બાંધો, છોડી દ્યો. મ્હારા ભાઇ ભુખે મરે છે ! "

એકે કહ્યું: " ત્હારો ભાઇ ક્યાં છે ? "

" આ જંગલમાં—અરેરે ! તે બહૂ ભૂખ્યો થયો હશે ! "

" કઇ દિશામાં છે ? "

" ત્હેની મને ખબર નથી પડતી. ત્હમે કોણ જાણે કયે માર્ગેથી મ્હને ઉપાડી લાવ્યા છો ! "

દોરડાના બંધન મજબુત રીતે લેવાતા જતા હતા. સુનંદાની છાતી દબાતી હતી; અને તેથી શ્વાસોચ્છ્વાસમાં ખલેલ થતાં ત્હેનો જીવ અકળાવા લાગ્યો:

" ભાઇ ! ભાઇ ! હૂં દબાઉં છું ! આટલી મજબુત ન બાંધો. મને છોડો ! "

" તને છોડી મૂકવા માટે શું અહિં સુધી ઉપાડી લાવ્યો છું ? "

" મ્હારૂં શું કરશો ? "

" સોનું "

તે બન્ને પુરૂષો જાતે કોળી હતા. એકનું નામ મેરો ને બીજાનું નામ પથો. મેરો મંત્ર જાણતો હતો. તેણે પથાને કહ્યું:

" પથા ! ચાલો આટલામાથી લાકડા એકઠા કરીએ. "

બન્ને જણાં આજુબાજુમાંથી શુષ્ક કાષ્ટનાં કકડા ભેગા કરવા લાગ્યા.

સુનંદા, આકુળવ્યાકુળ થવા લાગી: બંધન ઢીલું કરવા તેણે ઘણો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ! બદમાશોએ મજબુત જકડીને બાધી હતી ! સુનંદા, ને સુમનનું સ્મરણ થયું, ને છાતીમા ડૂમો ભરાયો.

" પ્યારા સુમન ! ત્હારૂં શું થશે ? તને કોણ ખાવાનું આપશે ? હાય ! આ બદમાશો જરૂર મ્હને મારી નાખશે ! "

લાકડા પુષ્કળ ભેગા થઇ ગયા. એક મ્હોટો ખાડો ખોદી તેમાં લાકડા નાંખી, પેથાએ દિવાસળી ચાંપી: લાકડા ભડભડ બાળવા લાગ્યા. મેરો, પોતાના કૂબામાંથી એક મ્હોટો તાવડો લઇ આવ્યો, ને બળતા ઉપર મૂકયો. તાવડામાં તેલ રેડી પોતે મંત્ર જપતો બેઠો:

તેલ જરાવારમાં ખૂબ ગરમ થઇ ગયું: થોડીવારે મંત્રના જાપ પુરા થયા. મેરાએ પેથાને સુનંદાને લાવવા કહ્યું:

" પેથા ! મંત્રના જાપ પુરા થયા. બાઇને લાવો. "

પેથો, ક્યારનોયે આવા હુકમની રાહ જોઇ રહ્યો હતો. તરત ઉઠયો ને સુનંદા પાસે ગયો. સુનંદા હાથ જોડી કરગરવા લાગી:

" ભાઇ ! મારૂં શું કરશો ? "

" સોનું "

" મને મારી નાખીને કે જીવતાં ? "

" પેલા કકળતા ગરમ તેલમાં નાંખીને-"

" અરેરે ! તો તો હું મરી જઇશ. ભાઇ ભાઇ ! આવું પાપ ન કરો: મને છોડો. ભગવાન્ તમારૂં ભલું કરશે ! "

" અમને તો સોનાની જરૂર છે! ઘણાં દિવસ થયા અમે માણસની તપાસ કરતા હતા; પરન્તુ કોઇ મળતું ન હતું; આજે તમે મળ્યા ને અમારાં ભાગ્ય ફળ્યા! "

સુનંદાએ કહ્યું:

" માનવતણી હત્યા મહીં શાસ્ત્રો કહે છે પાપ છે!

" એ પાપના કરનારને અંતે મહા પરિતાપ છે! "

" પણ હમણાં તો સોનું વાપરીએ. અંતે થાય તે ખરૂં. "

" એવો વિચાર છોડી દો. મનુષ્ય જન્મનું સાર્થક કરો. પાપના ભયંકર માર્ગે ડગ ન ભરો, મને છોડી દો. "

" હવે ચાલને. "

પેથાએ જોર કરી સુનંદાને ઘસડી: તેલના તાવડા પાસે લાવીને પેથો બોલ્યો:

" કાં મેરા! નાખું તાવડામાં આને! "

" જરાવાર છે. તેના સામે થોડા મંત્ર ભણવા પડશે. મારા સામે બેસાડ. "

પેથાએ, સુનંદાને મેરાની સ્હામે બેસાડી. પોતે તેની પાછળ ન્હાસી ના જાય એટલા માટે બેઠો. મેરાએ મંત્ર ભણવા માંડયા. વચ્ચે વચ્ચે જળાંજલિ, સુનંદા તરફ ફેંકતો જતો હતો:

સુનંદા મન સાથે રડી રહી હતી:

" અરેરે! મ્હારૂં આવી બન્યું! પ્યારા સૌમ્યસિંહ! તમારી પ્રેમપાત્ર પત્નિ, આજે દુનિયાપરથી ઉઠી જાય છે!–બદમાશોના હાથે ફના થાય છે! પ્યારા સુમન! ત્હારી બ્હેનનો આત્મા, દેહપિંજરમાંથી ઉડી જાય છે! હાય! ભાઇ! ત્હને આવા જંગલમાં જીવની પેઠે કોણ જાળવશે? પ્યારી સખિ! ત્હારી એક સખિ ત્હારાથી સદાના માટે જુદી થાય છે! બદમાશોની બાદશાહીમાં મારો ભોગ અપાય છે! તું, સુમનને જાળવજે! તેના જાનનું જીવની પેઠે જતન કરજે!

ભુખ તરશ મટાડજે! કોઇ રીતે તેને ઉન્હી આંચ આવવા દઇશ નહિ! પ્યારી સિતારી! તું ત્હારા મધુર રણકાથી સુમનને આનંદ આપજે! હૂં પરમાત્માને શરણે જાઉં છું! મ્હારા તરફ તું જેવી રીતે માયાળુપણે વર્તી, મને આશ્વાસન આપવા, જેમ તું આનંદથી રણકાર કરતી, તેમ બલ્કે તેથી પણ વિશેષ મ્હારી સખિ અને મ્હારા ભાઇને દિલાસા આપજે! પ્યારા પરમાત્મા! એક નિરાધાર નારી શયતાનનાં શયતાની ખપ્પરમાં આજે હોમાઇ જાય છે! તારા ન્યાયી રાજ્યમાં શું અંધાધોજ ફાવી જાય છે? પાપીઓજ મોજ માણે છે? બદમાશોજ બાદશાહી કરે છે? હા. હા. એમજ છે; અને તેથીજ બોલાય છે:

ફિરતારને સ્મરતાં રહે ત્યાં કષ્ટ વર્ષા થાય છે!
જ્યાં પાપ ઝાઝું હોય ત્યા લક્ષ્મિ દોડી જાય છે!
સ્મરણ જે દિલથી કરે હરનિશ તે વિસરાય છે!
ફિરતાર ન્યાયી કથાય પણ અન્યાય ભારે થાય છે!
જે ધર્મ જીવન ગાળશે પરમાર્થ પુરો પાળશે,
નયને નીતિને ભાળશે ચિત્ત સત્ય પંથે વાળશે,
મદ મોહ મત્સર બાળશે દિલથી દગાને ટાળશે,
ખચિતજ ખરાબી ખાળશે, સર્વેશને સંભાળશે,
તેને પીડા પામે ઘણી પ્રભુ! તું દયા ન બતાવતો,
પરમેશ! તારો કાયદો ને ન્યાય વિપરિત થઇ જતો.

મેરાનો મંત્ર પુરો થયો. તે ઉઠયો ને સુનંદાની ગળચી પકડીઃ સુનંદા કાલાવાલા કરવા લાગીઃ 'અરે! ભાઇ! મને ન મારો! ન મારો! મને છોડો! હૂં તમારે પાયે પડું છું!"

પેથાએ ત્રાડ મારીઃ "ચૂપ થા, રાંડ!"

"હાય! હાય! મને મારી ન નાખો. કોઇ દોડો, દોડો, બચાવો, બચાવો!"

પેથાની લાકડીનો સજ્જડ ઘા, સુનંદાની પીઠમાં પડયો: "વોય મા !" કરતી સુનંદા નીચે બેસી ગઇ. મેરાએ તેને ઉપાડી, સુનંદા તરફડવા લાગી; અને બને તેટલું બળ અજમાવવા લાગી. પણ મેરાએ મચક ન આપી: સુનંદાને પાંસરી કરી નાખવા પેથાએ વળી લાકડી ઉગામી; ને જેવો મારવા જાય છે ત્યાં પાછળથી કોઇએ હાથ સજ્જડ પકડી લીધો. પેથાએ પાછું ફરી જોયું; મેરાની નજર ગઇ. તાકેલો તમંચો ને નાગી તલ્વાર સાથે એક વીર પુરૂષને જોતાં બન્ને ગભરાયા !

સુનંદા છટકીને એ આવનાર વીરના પગને વળગી પડી. જાણે વેલી વૃક્ષને વળગી !



## પ્રકરણ ચોદમું.



### સ્નેહાંકુર !

" મધુરાં સ્નેહ ભક્તિના તાન,
" મૃદુશાં ! દિવ્ય સ્નેહનાં ગાન.
" બનાવે રસભીના મસ્તાન—મધુરાં.
" પિયુષમયી શુદ્ધ સ્નેહ સરિતા,
" વારિ અતિશય નિર્મળ મીઠાં;
" કરે રસિક જન પાન—મધુરાં.
" પામે રસભીના ઉર સ્થાન,
" મૃદુશા ! દીવ્ય સ્નેહના તાન,
" મધુરાં સ્નેહ ભક્તિના ગાન—મધુરાં.

—મંગલ—

ભૂરા નીલાકાશમાં તારાના ચમકારા સિવાય અનાથની નિરાશા:

જેવી શાંતિ છે; રોઇ રોઇને થાકેલા બાળકની જેમ આકાશ નીતરી નીતરીને શાંત બન્યું છે. પવન પણ આખા દિવસના પરિશ્રમને લઇને એકદમ શાંત છે. અત્યારે એક ટેકરા ઉપર સૌમ્યસિંહ અને ચંદ્રપ્રભા બેઠેલા છે.

જે સ્થળે સરદારની ઘાત થઇ તે સ્થળેથી બન્ને ચાલી નિકળી, જંગલના આડાઅવળા વિકટ રસ્તા પસાર કરીને રાત્રિ થઇ જવાથી અહિં વિશ્રાન્તિ લેવા બેઠા છે. સૌમ્યસિંહના હૃદયમાં સમુદ્ર સમાન શાંતિ છે! ચંદ્રપ્રભાનું હૃદય, કિશોરીનાં સ્મરણમાં છેઃ બન્ને થોડીવાર મૌન બેસી રહ્યા પછી સૌમ્યસિંહ બોલ્યોઃ

" ચંદ્રપ્રભા ! ક્યાંઇ ગામ દેખાતું નથી ! "

" કોણ જાણે ક્યારે દેખાશે ! "

" પ્રભા ! હવે તો ગામ આવે તો સારૂં. કેટલાય દિવસોથી ચાલી ચાલીને મારા સાંધા નબળા પડી ગયા છે. આખું શરીર પાકેલા ગુમડાં જેવું બની ગયું છે ! "

" આપનું કોમળ શરીર ભુખ તરશ કેમ વેઠી શકે ? એક માઇલ કદી ચાલ્યા નહિ હો, અને આમ ઉપરા ઉપર દરરોજ પચીસ પચીસ ગાઉના તડાકા કરવા પડે છે, ત્યાં પછી શરીરના તે શા વાક ? એતો આપજ આવી હાડમારી સહ્યા છતાં પ્રબળ પુરૂષાતન દાખવી રહ્યા છો. "

" અને તારૂં શરીર પણ કેવું લેવાઇ ગયું છે ! ચંપક પુષ્પની કોમળ કળી જેવી, ગુલાબના ફુલ જેવી તારી આ કાળ કૃષ્ણ થતી જાય છે ! "

" એતો હોય ! " ચંદ્રપ્રભાએ એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો.

" પ્રભા ! કિશોરી બિચારી ક્યાં હશે ? "

" અરેરે ! કોણ જાણે તે ક્યાં રીબાતી હશે ! પ્રભો ! પ્રભો ! તું મ્હારી બ્હેનની રક્ષા કરજે ! "

ચંદ્રપ્રભાના હૃદયમાં ખિન્નતાએ પ્રવેશ કર્યો, અને તેનો ભાવ મુખ ઉપર સ્પષ્ટ તરી આવ્યો: સૌમ્યસિંહની આંખો આગળ કિશોરીની, કિશોર મૂર્તિ તરી આવી; ને હૃદયમાં ઉંડો આઘાત થયો હોય એવું દુ:ખ અનુભવ્યું:

" પ્યારા સૌમ્ય! " ચંદ્રપ્રભાએ ખિન્નતાનો ત્યાગ કરીને કહેવા માંડયું: " મ્હારી હકીકત મ્હેં આપને વિદિત કર્યાને ઘણાં દિવસો થઇ ગયા, તથાપિ આપે, આપની હકીકત આ દાસીને જણાવવા તસ્દી લીધી નથી; આશા છે કે આપ આપની હકીકત અત્યારે જણાવવાની તસ્દી લઇ મ્હને આભારી કરશો. "

" કોઇ સમયે કહીશ. "

" તમારી હકીકત સાંભળવાની મ્હને બહુજ આકાંક્ષા છે, અને તે અત્યારેજ પરિતૃપ્ત કરવા મ્હારી નમ્ર અરજ છે. "

" મ્હારી હકીકત સાંભળીને તું નાહક દુ:ખી થશે ! "

" તો પણ કહો ! "

" અને વિતકવાતનું સ્મરણ કરતાં મ્હારૂં હૃદય પણ દુ:ખી થશે ! "

" તો પણ કહો. "

" આટલી આતુરતા ? "

" વાહ ! મ્હારા જીવનદાતા, અને મારા સંસારના સાથીની હકીકત જાણવાની આતુરતા મ્હને કેમ ન હોય ? "

" ત્હારી એટલી બધી આતુરતા છે તો મ્હારી અનિચ્છા છતાંય હું મ્હારી વીતક વાર્તા કહેવાની આનાકાની કરવાની ચેષ્ટા નહિ કરૂં, સાંભળ !-" એમ કહી કુમારે અથેતિ પોતાની વીતક કથા કહી સંભળાવી. પોતાની માતાની અયોગ્ય આકાંક્ષાના ભોગે આમ જંગલમાં ભટકવું પડે છે, તેમ ન કહેતાં—એ વાત દાબી દઇને તેણે કહ્યું: કે " એક દિવસ સેનાપતિના છોકરા સાથે હું મલ્લકુસ્તી કરતો હતો; ત્યાં

સેનાપતિ આવ્યો. આ વખતે હું એના છોકરાની છાતીપર ચ્હડી બેઠો હતો. સેનાપતિએ માની લીધું કે મ્હારા પુત્રની કુમાર, કોઇક દિવસ જરૂર ઘાત કરી નાખશે. આવી માન્યતા સેનાપતિના હૃદયમા એજ વખતે દૃઢ થઇ, અને મને કોઇ ઉપાયે રાજ બહાર કાઢવો એવી યુક્તિ ઘડવામાં તેજ દિવસથી તે રોકાવા લાગ્યો. આખરે લાગ સાધી તેણે મ્હારા પિતાને મ્હારી અયોગ્ય નિંદા કહી સંભળાવી કે કુમાર, રાજ હસ્તગત કરવા તમારૂં ખૂન કરવાની પેરવી કરી રહ્યો છે. અને લશ્કરને પોતાની નીચે આવવા દરરોજ સ્હમજાવી રહ્યો છે. મહારાજાએ કાંઇ પણ તપાસ સિવાય, સેનાપતિનાં કથનમાં વિશ્વાસ રાખી મ્હને હદપાર કર્યો'"

કુમારે પોતાની કથા બંધ કરી, અને એક ઉંડો નિઃશ્વાસ મૂકયો. હૃદય બળવા લાગ્યું: પ્રિય પત્નિ સુનંદાનું તેને સ્મરણ થઇ આવ્યું: "આહ! મ્હારી સુનંદાનું શું થયું હશે! મ્હારા વિના તે ઝૂરીઝૂરીને મરી ગઇ હશે!"

"અમંગળ ન કલ્પો. મ્હારા સુનંદા બ્હેન આપને મળશે!"

"પ્રભા! જો રાત લગભગ અડધી વિતિ જવા આવી જણાય છે, કારણ કે ચન્દ્ર કેટલોય ચ્હડી ગયો છે; માટે તું નિદ્રાધિન થા."

"આપ સૂઇ જાઓ. હૂં જાગતી બેઠી છૂં'"

"નહિ, હૂં જાગું છું! તારે ઉજાગરો કરવાની જરૂર નથી!"

"હૂં મ્હારા હૃદયાધારને તસ્દી આપવા માગતી નથી!"

ચંદ્રપ્રભાના અત્યાગ્રહને વશ થઇ સૌમ્યસિંહ આડો થયો. શિતળ ચાંદની નીચે એક ક્ષણમાંજ તેના ઉપર નિદ્રાનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

ચંદ્રપ્રભા, કુમારના ધીમે ધીમે પગ દાબવા લાગીઃ તેની આંખમાંથી સ્નેહના કિરણો વરસી રહ્યા હતા. હૃદયમાં સ્નેહનો વાસો થયો હતો. પગ દાબતા દાબતા. તે, કુમારના વદન તરફ જોઇ રહી

હતી. કુમારની વીરતા, અને સૌન્દર્યપર મુગ્ધ થયેલી અબળાએ ઉદ્ગાર કાઢયા:

" અહા ' કુમારની કેવી કાંતિ છે! અરણ્યના વિષમ સંકષ્ટો ભોગવતાં છતા તેમના હૃદયમાં કેવી શાંતિ છે! અહા! મુખચંદ્રમાંથી એટલો બધો પ્રકાશ ઝુરે છે, કે આકાશમાનો ચન્દ્ર લજ્જાઇને વૃક્ષના ઓથે છુપાતો ફરે છે!"

કુમારને નિદ્રાવશ થયાને એક કલાક જેટલો સમય થયો, ત્યારે ભયાનક ત્રાડ મારતો એક સિંહ ચંદ્રપ્રભાએ પોતાની તરફ આવતો જોયો. " એકદમ નજીક આવ્યા પહેલાં કુમારને જગાડવા નહિ " એમ વિચાર કરી તે સિંહ તરફ જોઇ રહી. મ્હોટી મ્હોટી ફલંગ મારતો સિંહ નિકટમા આવવા લાગ્યો. કુમારને હવે ચેતાવવાજ પડશે એમ ધારી તેણે કુમારને જગાડયા: અને કહ્યું:

" કુમાર! આપની શાંત નિંદ્રાનો ભંગ કરવા માટે મને માફ કરશો. જુઓ સ્હામેથી એક સિંહ ત્રાડ મારતો આવે છે!"

સિંહનું નામ સાંભળી કુમાર તરત ધનુષ્યની પણછ ચડાવીને તૈયાર થઇ ગયો. જો કાંઇ પણ હેરાન કરવા આ તરફજ આવશે તો તીર છોડવું એમ ધારી કુમાર ટટ્ટાર થયો. પણ સારા ભાગ્યે સિંહ અન્ય દિશા તરફ વળી ગયા.

ધનુષ્ય નીચે મૂકી કુમારે કહ્યું:

" સિંહ તો ચાલ્યો ગયો. "

" એ આપનો પ્રતાપ! "

" કેવી રીતે? "

" આ ધનુષ્યની કમાન જોઇને તેણે દિશા બદલી હશે!"

" ઠીક. હવે તું સુઇ જા. હું જાગું છું!"

" આપણે બન્ને જાગીશું!"

" તું જરાવાર સુઇ જા. સુવાથી શરીરમાં સ્ફુર્તિ આવે છે! માણસે દિવસમાં ઓછામાં ઓછી છ કલાક નિદ્રા લેવીજ જોઇએ. કારણ કે નિદ્રા એ આરોગ્ય અને આયુષ્ય સાથે અત્યંત નિકટ સંબંધ ધરાવે છે. સારી નિંદ્રા એ અરધો ખોરાક છે. ઉજાગરાથી ઘણી વખત ગાંડપણ આવી જાય છે! માટે તું નિદ્રાનો ઉપભોગ લે. તારૂં શરીર તું જાગીશ ત્યારે વિશેષ સ્ફુર્તિમાન્ જણાશે. "

" એક ક્ષુદ્ર જીવન માટે આટલી બધી કાળજી ? "

" પણ તું ક્ષુદ્ર ક્યાં છે ? "

" ત્યારે ? "

" મ્હારી ઉદ્ધારક દેવી છો! "

" શું બોલ્યા ? "

" મ્હારી ઉદ્ધારક દેવી છો! "

" દેવ! તમે વિના કારણ આટલું મહત્વ આપીને મને આ સારૂ શરમાવો છો? હૂં તો આપના ચરણરજની અધિકારિણી દાસી છું! "

" દાસી નહિ પણ મ્હારી સાચી સ્વામિની છો! ખરેખરી દેવી છો! "

ચંદ્રપ્રભા બોલી: " દેવી નહિ દાસી કહો આતો ક્ષુદ્ર નારી છે.

" દેવી નહિ દાસી થવાની આશ મારી છે!

હૃદયના નિવાસી ! એકવાર કહો-તું મારી ચરણદાસી. "

" નહિ. " કુમાર આડું જોઇ ગયો.

" આપના વદન સુધાકરમાંથી 'દાસી'નો મધુર ટહૂકો સાંભળવા શું આ કર્ણો ભાગ્યશાળી નહિ થાય ? "

" હૃદયનિવાસી દાસી આવ! "

આનંદના ઉમળકા સાથે કુમારે પોતાના બાહુ પ્રસાર્યા, પ્રભા,

એકદમ કુમારની છાતીએ વળગી પડી. કુમારે તેને છાતી સરસી ચાંપી. અને ગાલપર ચુંબન આપ્યું.

સાચા સ્નેહનાં ઉપાસક આત્માઓ, ઘડીભર સર્વ દુઃખોને ભુલી ગયાં !



## પ્રકરણ પંદરમું.



### અકસ્માત !

" પ્રભા ! "

" ચંદ્રપ્રભાની આંખ ઉઘડી: " શું સવાર થઇ ગયું ? "

" જુઓને, સૂર્યનારાયણ આકાશતળમાં આવી ગયાને અરધો કુલાક થઇ ગયો હશે ! "

" ત્યારે મ્હને સારી નિદ્રા આવી ગઇ: "

" પ્રભા ! હું આજુબાજુમાંથી આપણાં માટે કાંઇ ફળાહાર લઇ આવું. તું અહિં બેસજે. "

" હું જઉં તો ? "

" મ્હારી પ્રભાને તસ્દી આપવા મ્હારી ઇચ્છા નથી. "

" તેમાં તસ્દી શાની ? એતો પતિસેવા. "

" પતિસેવા ? કયા છે તારો પતિ ? "

" મ્હારા સ્હામેજ વિદ્યમાન છે. " પ્રભાના વદન ઉપર આછું સ્મિત ફરક્યું: ચારે દિશાઓ જાણે હસવા લાગી:

" પ્રભા ! તું શું કરે છે ? તારા કથનમાં મ્હને કાંઇ સ્હમજ નથી પડતી. "

" સ્પષ્ટ કહ્યું. તમે મારા પતિ: "

સૌમ્યસિંહ દિગ્મૂઢ બની ગયો. આંખો ફાડી, પ્રભા સ્હામું ટગર ટગર જોઈ રહ્યો: અને ઉંડા વિચારમાં ડુબી ગયા.

" એક નિરાધાર નારીને શરણે રાખવાનો સમય આવતાં આટલા બધા વિચાર કરવા એ શું આપને યોગ્ય છે ? "

" યોગ્ય તો નથી, પરન્તુ આ સાહસ કર્યા પહેલાં કંઇક પૂછવા વિચાર છે. "

" દાસી ઉત્તર આપવા તૈયાર છે. તમારા આદેશનો આદર કરવો એજ મારા જીવનનો સાર છે. "

" તારૂં ભાગ્ય મારા જેવા વનવાસિની જોડે જોડયા કરતાં કોઇ રાજકુંવરની સાથે જોડવા ઇચ્છા રાખ તો સારૂં. "

" કારણ ? "

" કારણ એજ કે હું નિર્ધન છું. મ્હારી પાસે એક પાઇ પણ નથી, અને પૈસો એજ દુનિયામાં ઉત્તમ દેવ ગણાય છે. સૂખ ભોગવવાના અનેક માર્ગ એના વડેજ સરળ થાય છે. "

" વ્હાલા ! એમ કેમ બોલો છો ? શુદ્ધ સ્નેહને છોડી પૈસાના ક્ષણીક સુખ પવનમાં કેમ દોલો છો ? જો પૈસામાજ અવિચળ સુખની સમાપ્તિ હોત તો દમયંતી પતિ સાથે અરણ્યમાં નિકળત નહિ; જો પૈસામાંજ સર્વ સૂખની સમાપ્તિ થતી હોત તો તારામતી, પતિના વચન સારૂ મજુરી કરત નહિ. માટે શુદ્ધ સાત્વિક સ્નેહ એજ અલૌકિત આનંદનું દ્વાર છે. નિર્મળ સ્નેહજ સંસારમા સ્વર્ગ ઉતારનાર છે."

" એ આદર્શ દેવીઓના દ્રષ્ટાન્ત છે તો બરાબર, પરન્તુ હવે જમાનો બદલાય છે માટે કહું છું કે વિચાર કર. જ્યારે વૈભવ ભોગવવાની પ્રબળ લાલસા ઉત્પન્ન થાય છે, ત્યારે ગરીબી જીવન દુઃખકર જણાય છે. "

" વ્હાના મુકી દઇ રસિકવર, બાળા સ્વીકારો વ્હાલવરી,
" મ્હેં તો હૃદયથી પ્રેમમાળા આપના કંઠે ધરી;
" જીવનદોરી તમે મારી તનુના નાથ તમે મારા,

" નહિ હું અન્ય કૈં જાણું હૃદયના તાર તમે મારા.
" બધી આશા અને વિશ્વાસ મારો છે તમારામાં,
" તમે મારો અગર તારો અગર બાળો અંગારામા. "

ચંદ્રપ્રભા, કુમારનું સુધા ઝરતું વદન જોઈ રહી. આખો નવીન ચમકારાથી ચમકવા લાગી. હૃદયમાં નૂતન ભાવનાનો સંચાર થયો.

કુમાર પ્રભાનો પોતાની તરફનો પ્રેમ જોઇ હર્ષપ્રફુલ્લ થયો.

" પ્રભા ! તારા સ્નેહાળ હૃદયનો પરિચય થઇ ચૂકયો. મારા પ્રત્યેનો તારો નિર્મળ સ્નેહ સ્હમજાઇ ગયો. હૂં ઇષ્ટદેવની શાખે તને માનસિક રીતે સ્વીકારી કૃતાર્થ થાઉં છું; તારા જેવી સલુણી શ્યામાનો સ્વામિ થવા માટે હું મ્હને ભાગ્યશાળી માનું છું. "

" અને આપના જેવા વીર, ધીર અને પવિત્ર હૃદયના સ્વામિની પત્નિ થવા માટે હું મ્હારા મહદ્‌ભાગ્ય માનું છું. "

" પ્રિયે ! હું હવે ફળાહાર લઇ આવું. "

" અને હું થોડા પૂષ્પ ચુંટી લાવી આપને હાર પહેરાવવાની તૈયારી કરૂં, "

સૂર્યનારાયણની સાક્ષીએ માનસિક લગ્નવિધિથી જોડાયલા ઉભય આત્મા ભિન્ન ભિન્ન બાજુએ ગયા. પ્રભા થોડીવારમાં અનેક-વિધ ઉમદા પુષ્પો લઇ આવી. અને પોતાની સઘળી શક્તિ ખરચીને પ્રિયતમના માટે હાર તૈયાર કરવા લાગી.

હાર તૈયાર થયો; ને સૌમ્યસિંહ આવ્યો. પ્રભા ઉભી થઇ અને માળા પહેરાવતા બોલી:

" મધુરા પુષ્પની માળા સ્વીકારો છેલ છોગાળા,
" મ્હારા કંથ વરમાળા, નિભાવો રાંકડી બાળા. "

પ્રભાએ, કુમારના કંઠમાં વરમાળા આરોપી. કુમારનું હૃદય સઘળું ચિંતા વિસ્મરી ગયું. હૃદયમાં હર્ષના હિંચોળા આવ્યા. અને

તેની સાથે કુમાર એ હીંચકાની અજબ લ્હેર અનુભવવા લાગ્યો. પ્રભા, મંદમંદ હસી રહી.

" પ્રભા ! લે આ થોડાંક ફળો. સામેની નદીમાંથી હું પાણી ભરી લાવું, પછી આપણે ખાઇશું. "

" શું આટલામાં નદી છે? "

" હા. આ બાજુ મ્હેં અત્યારે જોઇ. "

" આપે આહાર લાવવામાં તસ્દી લીધી, તો જળ લાવવાની તસ્દી મને આપો. "

" તું ભૂલી પડશે ! "

" મને દિશા બતાવો. એ દિશા તરફ હું જઇશને જળ સાથે પાછી ફરીશ. "

કુમારે જે તરફ નદી જોઇ હતી, તે તરફ આંગળી ચીંધી બતાવીને કહ્યું.

" આ તરફ સીધેસીધી જા. "

પ્રભા બતાવેલી દિશા તરફ ગઇ. અલ્પ સમયમાં એક નદી પાસે તે આવી પહોંચી. નદી બહુ ઉંડી હતી. તાણ બહુ હતું. કિનારે પત્થર હોવાથી, પત્થર સાથે પાણી પછડાતા ઘોષ થતો હતો. એક શિલાપર પ્રભા બેઠી પાણી લેવા પતિએ બનાવી આપેલો પડીયો પાણીમાં ડૂબાડયો. પડીયામાં પાણી ભરાયું. પ્રેમદાએ પોતાનો હાથ પાછો ખેંચ્યો, ત્યાંતો તેનો પગ શિલાપરથી લપસી ગયો. ચન્દ્રપ્રભા સરિતાના ખોળામાં ઢળી પડી !

* * * *

આ અકસ્માતથી ગભરાઇને સૂર્યનારાયણ વાદળામાં છુપાઇ ગયા.

ઇતિ શિવમ્

**સમાપ્ત.**

(વાંચો) સચિત્ર

# પવિત્ર લીલાવતી




(વાંચો) સચિત્ર નળ દમયંતી કિં. ૦-૧૦-૦

(વાંચો) સચિત્ર

પ્રકાશક રણછોડલાલ મોતીલાલ, ગીચીરોડ-અમદાવાદ.